# આપદ્ધર્મ

એક ઐતિહાસિક ખંડ કાવ્ય

वन्देमहि च तां वाणी-
ममृतामात्मनः कलाम् ।

લેખક
ગોવિન્દ હ. પટેલ
ધર્મજ

પ્રકાશક
ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ
વડોદરા

પ્રથમાવૃત્તિ * પ્રત ૫૦૦

કિમ્મત દસ આના

ફેબ્રુઆરી • ૧૯૪૦

નીચેના સ્થળેથી પણ મળી શકશે:
રા. પું. 'આર્યપ્રકાશ' પ્રેસ, આણંદ.



*

મુદ્રક • રણછોડભાઈ વહેરીભાઈ પટેલ • રા. પું. આર્યપ્રકાશ પ્રેસ • આણંદ
પ્રકાશક • ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ • એડવોકેટ
નંદાનંદ • અલકાપુરી • વડોદરા

# નિવેદન



આ કાવ્યનું પ્રકાશન એ કવિશ્રીનું છઠ્ઠું ખંડ કાવ્ય છે. હજુ સંશોધનના અભાવે ત્રણ ખંડ કાવ્યોનું પ્રકાશન બાકી રહે છે, જેમાંનું એક તો સત્તરેક વર્ષ પર મુદ્રિત થયા છતાંય યોગાયોગે અપ્રસિદ્ધ પડયું છે. ઉપરાંત સંવાદોનો સંગ્રહ પણ છે. આમાંના પ્રકાશનનો ગોગ તો કવિશ્રીથી સંશોધન થવા ઉપર છે-સમયાધીન છે.

શ્રી. અનંતરાય મ. રાવલ (પ્રોફેસર, ગુજરાત કૉલેજ) એમણે 'કવિ અને કાવ્ય'ના વિષયથી પ્રકાશનને અલંકૃત કર્યું છે, એ બદલ એમનો ઋણી છું.

ભાઇશ્રી ઓચ્છવલાલ શાહનો કાવ્યપ્રેમ ટિપ્પણરૂપે અને ભાઈ નાનુભાઇનો કલાપ્રેમ પૂઠા પરના શુશોભનરૂપે મૂર્ત થાય છે. આ બન્ને ભાઇઓનો શ્રમ વાચકને આહ્‌લાદક નીવડશે એવી સદિચ્છા સેવું છું.

'આર્યપ્રકાશ'ના વિદ્વાન્ તંત્રી પંડિતશ્રી મયાશંકરજી એમણે પ્રૂફ સંશોધનની સેવા આપી, મારી જવાબદારી સ્વેચ્છાપૂર્વક લઇ લીધી છે તે બદલ તેમનો, તથા મુદ્રણાલયના વ્યવસ્થાપક શ્રી. રણછોડભાઇનો ઉત્સાહ ભૂલાય એમ નથી.

અંતમાં જે સર્વેશ્વરની મંગલમય શક્તિ આ પ્રકાશનના કાર્યમાં મને પ્રેરણા-ગતિ આપી રહી છે તેના પૂનિત સ્મરણપૂર્વક વિરમું છું.

૧૧ ફેબ્રુઆરી ૧૯૪૦

દાદાનો ચોક,<br>ધર્મજ.<br>(આણંદ થઇને)

વિનીત<br>પ્રકાશક

## લેખકનાં અન્ય પ્રસિદ્ધ પુસ્તકો :

| | | |
|---|---|---|
| **સંવાદગુચ્છ** | (પ્રથમપુષ્પ) | ૨-૮-૦ |
| સંવાદગુચ્છ | (દ્વિતીયપુષ્પ) | ૧-૮-૦ |
| હૃદયધ્વનિ | (નાદ ૧-૨) | ૦-૮-૦ |
| હૃદયધ્વનિ | (નાદ ૩-૪) | ૦-૮-૦ |
| આત્મોદ્ગાર | | ૦-૪-૦ |
| જીવન્તપ્રકાશ | | ૧-૦-૦ |

અર્જુન-ઉર્વશીનું પૌરાણિક અને ચંદાવત-વિજયાનું ઐતિહાસિક એમ બે ખંડ કાવ્ય.

| | |
|---|---|
| તપોવન | ૦-૧૨-૦ |

સાવિત્રી-યમનું પૌરાણિક અને ગુરુ ગોવિન્દસિંહ-બન્દાજીનું ઐતિહાસિક એમ બે ખંડ કાવ્ય.

| | |
|---|---|
| **મહાલસા** | ૦-૧૦-૦ |

(એક પૌરાણિક ખંડ કાવ્ય.)

# કવિ અને કાવ્ય



બહુધા ઊર્મિકાવ્યોનો જ પાક ઉતારતા આપણા વર્તમાન કવિતાસાહિત્યમાં લાંબાં કથાકાવ્યોની બહુ છત નથી. એવા સંજોગોમાં કોઇ એવાં કથાકાવ્યો લખે તો તે ઘણું આવકારપાત્ર ગણાવું જોઇએ. ગયે વરસે 'મદાલસા' સાથે પ્રગટ થતાં રહી ગએલું, પાછળનાં પાનાંમાં મુદ્રિત થએલું 'આપદ્ધર્મ' તેના શાન્ત શારદો-પાસક કવિ શ્રી. ગોવિંદભાઇ પટેલનું છઠ્ઠું ખંડકાવ્ય થયું. રૂચિ, વૃત્તિ અને કાવ્યભાવના પરત્વે કવિ ગુજરાતી કવિતાનાં આધુનિક વલણોથી અસ્પૃષ્ટ રહ્યા જણાય છે તેથી જ કદાચ ચાર વર્ષમાં એ આવાં છ સુદીર્ઘ કથાકાવ્યો આપી શકયા હશે એમ ન હોય?

કેટલીક વાર પ્રતિભાશાળી લેખકોનું ઉત્તમોત્તમ સર્જન તે સાહિત્યપ્રકારની લક્ષણબંધી કરી નાખે અને અનુગામી સર્જનો માટે નિકષ (Touchstone) જેવું પણ બની જાય. ગુજરાતી ખંડકાવ્યના સંબંધમાં આપણે ત્યાં લગભગ એવું જ બન્યું છે. કાવ્યના બાહ્યાભ્યંતર અંગોપાંગના રચનાકૌશલમાં તેમજ સમગ્રપણે

આકારસૌષ્ઠવમાં કાન્તનાં 'વસંતવિજય' વગેરે ચારેક કાવ્યો આપણા કવિતાસાહિત્યમાં એવાં અપૂર્વ જણાયાં છે કે સંસ્કૃત ખંડકાવ્યનો આદર્શ તેટલા પ્રમાણમાં નિયંત્રિત કરી કાન્તનાં ખંડકાવ્યને જ ખંડકાવ્યનો નમૂનો કે આદર્શ (Model) કે બીબું (Pattern) માનવાની અને આંખ સામેની કાવ્યકૃતિ જો એ બીબાંને અનુસરતી ન જણાય તો તેને ખંડકાવ્ય કહેતાં અચકાવાની વૃત્તિ સાવ સ્વાભાવિક બની ગઇ ગણાય. શ્રી. પટેલનાં આ અને આનાં પુરોગામી કાવ્યોને આ માનદંડથી માપનાર તેને ખંડકાવ્યો નહિ પણ કથાકાવ્યો એવું નામ આપી તેની આગળ 'સંવાદપ્રધાન' એવું વિશેષણ ઉમેરવા જરૂર લલચાશે. એનું કારણ છે. એમનાં આવાં કાવ્યોમાં સંવાદ જ મુખ્ય અંગ બની જાય છે અને કથાવસ્તુ, પાત્રાલેખન વગેરે મુદ્દા મુકાબલે ગૌણ હોય છે. વસ્તુતઃ આજથી સોળસત્તર વર્ષ પર કવિએ પ્રગટ કરેલા સંવાદો પાછળ કામ કરી રહેલું માનસ જ એમનાં કથાકાવ્યોમાં છૂપાએલું છે. એ સંવાદોમાં તેમ આ કાવ્યોમાં પણ કોઇ ઐતિહાસિક કે પૌરાણિક કથાપ્રસંગને કામ પૂરતું અવલંબી તેમાંથી ફલિત થતા રહસ્યને તત્ત્વદષ્ટિએ મઠારી આર્યસંસ્કૃતિની વિશિષ્ટતા તરીકે સંવાદ દ્વારા રજૂ કરવાની શ્રી. પટેલની મુખ્ય નેમ રહી જણાય છે. વિચારદર્શન તથા પાત્રમાનસની અભિવ્યક્તિ કવિ સંવાદમાંથી જ કરી લે છે, અને કાવ્ય સમજવા પૂરતી કથાવસ્તુની પાર્શ્વભૂમિકા તરીકેની વિગત સંવાદથી અલગ પડી જતા 'પૂર્વાભાસ' નામે વિભાગમાં કહી નાખે છે. કાવ્યોનો વિસ્તાર પણ થોડો હોતો નથી. 'આપદ્ધર્મ'માં આ બધાં લક્ષણો જોવામાં આવે છે.

કાવ્યનું વસ્તુ કવિના 'અગ્નિશિખા' કાવ્યની માફક ટૉડના રાજસ્થાનના ઇતિહાસમાંથી લેવામાં આવ્યું છે. મધ્યકાલીન યુગમાં અનેક ભાટચારણોની જીભને તેમ અર્વાચીનમાં ખબરદાર જેવા

કવિઓની હૃદયવીણાને મુખરિત કરનાર એ રજપૂત શૌર્યકથાઓનું આકર્ષણ આ કાવ્યના કવિને ઓછું નથી. અજયસિંહના મૃત્યુ બાદ કમલનેરની ગાદી પર આવેલા તેના ભત્રીજા હમીરસિંહના રણોત્સાહથી ત્રાસી એ ઉપાધિને કાયમ માટે ટાળવા ચિતોડનો બાદશાહી સુબેદાર માલદેવ પોતાની વિધવા પુત્રીને કુમારી ઠરાવી હમીરને વરાવે છે એ પ્રસંગને અનુલક્ષી 'આપદ્ધર્મ' રચાયું છે. કાવ્યનું નામ કાવ્યના મુખ્ય પ્રસંગને સમજાવી દે છે. માલદેવને બીજી પુત્રી જ નહિ એટલે તોરણે આવેલા હમીરના રોષમાંથી બચવા પોતાની વિધવા પુત્રીને કુમારી ઠરાવી તેની જોડે પરણાવવાનો પ્રપંચ આપદ્ધર્મ લેખે તેને કરવો પડયો. હમીરના શૌર્યની ખ્યાતિ સાંભળી તેની ઉપાસિકા બનેલી કુમારી 'દેવી દેવ હમીરસિંહ'ને વિશ્વાસઘાતથી છળવા અત્યંત આનાકાનીપૂર્વક (જુઓ તેની માતા સાથેનો તેનો સંવાદ, કડીઓ ૧૨૭–૧૩૪) આખરે તૈયાર થાય છે તે પણ પોતાના પિતાના ક્ષેમ સારૂ, આપદ્ધર્મ તરીકે જ. પરંતુ એ આપદ્ધર્મની ઘટના પર કર્તાનું ધ્યાન એટલું નથી જેટલું એ ઘટના જે હેતુ સાધી બતાવે છે તેના પર છે. એ આપદ્ધર્મ હમીરને પ્રાણેશ્વરી સંપડાવે છે એટલું જ નહિ, પ્રેમધર્મના બળે તેનો ઉદ્દાદ શમાવી તેને 'શાન્તિસંજીવની' પણ આપે છે એ રીતે એ શુભપરિણામી નીવડે છે.

એ મંગલ પરિણામ લાવી કવિએ જે રહસ્ય તેમાંથી તારવ્યું છે એ જોવા જેવું છે. લગ્ન બાદ શ્વશુરાલયમાં ઉગ્ર અંતઃક્ષોભથી અસ્વસ્થ બની ટહેલી રહેલા હમીરના શ્રવણે પડતા કુમારીના પ્રથમપહેલા શબ્દો

શૌર્યનો છે ક્ષમા પ્રાણ, ક્ષમાને પ્રાણ પ્રેમનો;
પ્રેમ બ્રહ્માંડનો પ્રાણ, જય હો! પ્રેમધર્મનો! ૭૩

તે હમીર પાસે જે પ્રપંચસ્ફોટ કરે છે અને તે બદલ પ્રેમધર્મને દાવે ક્ષમાની માગણી કરે છે તેને માટે અત્યંત સમુચિત પ્રસ્તાવના રૂપ છે એટલુંજ નહિ, આખા કાવ્યના અને કવિના કથતવ્યના અર્ક રૂપ પણ છે. 'છતાં મારૂં હૈયું નિજ પ્રભુનણું વંચક નથી' એમ મૃત્યુબાદ ધર્મરાજાને કહેવા ઇચ્છતી કુમારી પોતાના વૈધવ્યની અને પિતાના પ્રપંચની વાત કહી હમીર કને પોતાનો તેની પ્રત્યેનો વિશુદ્ધ પ્રેમ પ્રદર્શિત કરે છે ત્યારે હમીર

સંજોગના બળથકી સહેજે મળે જે
તે ભોગ્ય છે મનુજથી તજતાં ન જાયે ૧૮૭

કહી પ્રણયપ્રભુની એ પ્રસાદીને સદ્ય માથે ચડાવે છે ત્યાં પ્રેમ ધર્મનો જય થાય છે, પણ પૂરો નહિ. હમીર પ્રેમવીર બન્યો ખરો, પરંતુ હજુ ક્ષમાવીર બન્યો નથી. પૂર્વજોએ ખોએલા ચિતોડને સ્વાધીન કરવા ઊકળી રહેલા અને આ પ્રપંચથી માલદેવ પર વધુ રોષે બળીજળી રહેલા હમીરને કુમારી અનેક ઉપાયે રીઝવી, શાન્ત કરી નિર્વૈર બનાવી તેના હૃદયમાંથી દ્વેષ, રોષ ને ડંખ કઢાવી નાખે છે (જુઓ શ્લોક ૩૩૧) ત્યારે ઉપર ટાંકેલો ૭૩ મો શ્લોક ચરિતાર્થ બને છે અને પ્રેમધર્મનો પૂરો જય થાય છે.

આ હેતુની સિદ્ધિ તરફજ પછી કુમારી અને હમીરનો સંવાદ ગતિ કરે છે. સંવાદમાં કુમારીના ઉદ્‌ગારો ખાસ ધ્યાન ખેંચે તેવા છે, કારણ, તેમાં કવિનું સંવાદચાતુર્ય તેમના 'સાવિત્રી અને યમ' કાવ્યની માફક સારી રીતે વ્યક્ત થાય છે. સાવિત્રીની રસિક ચાતુરીને સંભારી આપે તેવી કુમારી

આપદ્ધર્મમાં શાસ્ત્રે, શિષ્ટે ક્ષંતવ્ય સૌ ગણ્યું,
છતાં જો પાપ, તો પુત્રી અર્પી ક્ષાલન ના કર્યું? ૨૧૬

એવી દલીલ કરી,

ક્ષત્રી તો વૈર ને દ્વેષ તજી દે સમરાંગણે,
અર્પતું ક્ષાત્રનું વિશ્વ અગ્રપૂજન આપને ૨૧૮

કહી હમીરને ક્ષાત્રધર્મનું સ્મરણ કરાવી તેના ક્ષાત્ર હૃદયને ઉત્તેજી, હમીર પોતે દુષ્ટને દંડ દેવા માગે છે એમ કહે છે તેના ઉત્તરમાં દંડ ન્યાયથી દેવાવો જોઇએ કહી તેને

-નિમિત્ત આ તો રણખેલ માટે
મારૂં કરાવે, ઉર અન્ય ના છે?

* * *

સત્યશક્તિ અને શૌર્ય સાહસ ક્ષાત્ર ઉરમાં
તજી તે, આપ ના ચાહો, તાતઅક્ષેમ દ્વેષમાં? ૨૫૦

એમ સીધો પ્રશ્ન કરી, હમીર તેના ઉત્તરમાં પોતાના અંતરની સાચી વાત કરી 'મેવાડ આ તે અરિથી ખૂંદાયે' તેની 'છે જ્વાલ મારા હૃદયે રહેલી' એમ કહે છે તેનો લાભ લઇ

વાણી વિચાર ત્યમ વર્તન ભિન્ન રાખે
તો ક્ષાત્રથી પણ વિભૂષિત શું થવાશે?
જેનાં રમાહૃદય ભૂષણ નિત્ય ધારે
તે આપને પ્રિય થતાં મુજને તજી દે ૨૬૪

એવું મીઠું મહેણું તેને મારી, ઉષાદર્શનથી પ્રફુલ્લ થવા છતાં

વ્યાપ્યું દ્રઢત્વ મુખમાં, નયને પ્રકાશ,
જોવા છતાં ન સ્થિરતા ઉરમાં જણાય ૨૮૬

કહી 'માતંગદંત'ની ઉપમા તેના દોરંગી વર્તનને આપી એ મહેણાને ભેવડાવી,

'ભેદ ત્યાં પ્રેમ આભાસ, પ્રેમ પ્રાપ્ય અભેદથી' ૨૮૭

એ સિદ્ધાંતનું સ્મરણ કરાવી, તેથી પણ હમીરનો રોષ ન શમતાં એ જ્યારે 'સ્વાતંત્ર્ય એ જીવનની મુજ ઇષ્ટસિદ્ધિ' એમ પોતાના હૈયાના અજંપાની વાત કરે છે ત્યારે સ્વાધીનતા કંઇ શરીરમાં નથી વસતી એમ ઉચ્ચારી

જે સમ ધાતુ વપુમાં, રિપુમાં રહી તે
છૂટી કર્યે, રસિકતા ઉરની જણાશે? ૩૦૬

એ શબ્દોમાં યુદ્ધમાં થતી માનવહિંસાની નિરર્થકતા સમજાવી, રક્તપાત વિના ચિતોડ પાછું અપાવી શકે તેવો જલધર મંત્રી પોતાના પિતા પાસેથી પહેરામણીમાં માગી લેવાનું હમીરને શીખવી આખરે તેનો ઉકળાટ શમાવી તેને પ્રસન્ન ને નિર્વૈર બનાવે છે એમાં તેની વિજયસિદ્ધ છે. કાન્તાના ઉપદેશની ઉપમા કવિતાની બોધકશક્તિને આપવામાં મમ્મટે કેવું સુંદર સત્ય કહી નાખ્યું છે તેનું પ્રેમથી ઝનૂની વીરને વશ કરવાની નારીહૃદયની આધ્યાત્મિક શક્તિના આ દૃષ્ટાંતથી આપણને ખરું ભાન થાય છે. કુમારીના પાત્રનો તેમ સામે પક્ષે હમીરની પ્રેમવીરતા, શૌર્ય, સ્વાતંત્ર્યપ્રેમ, રાજનયજ્ઞાન, હૃદયની સંસ્કારિતા અને નિખાલસતાને આ સંવાદદ્વારા આપણને પૂરતો પરિચય મળી રહે છે.

સંવાદદ્વારા આ બધું સાધી શકનાર કવિ પોતે માત્ર પદ્યમય સંવાદ નહિ પણ કવિતા લખી રહ્યા છે એનું

જેવું પ્રસ્ફુટ થાય કંજ રવિના રશ્મિતણા દર્શને,
તેવું ચેતન સ્ફુર્તિ અર્પી દલમાં શોભાવતું દંડને;
અત્રે પદ્મસમા કુમારીમુખની સુરક્ત દંતાવલી,
જાણે હાસ્યથકી પ્રતીક પતિનું પ્રત્યેકમાં દર્શાતી ૨૫૯

આકાશ કેરા સર બીજચંદ્ર—
—સરોજની પ્રસ્ફુટતા જણાય;
છે દીસ તેવાં મદથી ભરેલાં
મસ્તીભર્યાં એ નયનો નમેલાં. ૩૨૬

જેવા કલ્પનાલલિત ઉપમાદિ અલંકારો સંવાદમાં વેરતા જઈ આપણને સતત સ્મરણ કરાવે છે. વળી

દેશ કાળ સ્થિતિભેદ દંભ દર્પ મમત્વથી
કલા અસ્પૃશ્ય છે નિત્ય, કલા એ શક્તિ ઇશ્વરી. ૨૦૪

કલા એ સત્વની છાયા, છાય એ દેહ છે નહિ
શુદ્ધ હૈયે કલા તોયે અર્પે અવ્યક્તની સ્મૃતિ. ૨૧૦

સંકલ્પ સુરના સર્વે, બુદ્ધિમાન પ્રભાવ, ને
વિદ્વાનનમ્રતા, નાશ દુષ્ટોનો, ફળ શીઘ્ર દે. ૨૪૪

જેવાં સુભાષિતો પણ ૩૩૧ શ્લોકના પૂરના આ સંવાદકાવ્યમાં વચમાં વચમાં આવતાં જઈ સમગ્રના વાચનને રસભર્યું બનાવે છે. કાવ્યમાં પ્રસાદ અને પ્રવાહ સારા પ્રમાણમાં પ્રતીત થાય છે. ભાષાની બાબતમાં સંસ્કૃતપ્રાચુર્યને અને છંદોવિધાનમાં નબળા દેખાતા કોઇ કોઇ અનુષ્ટુપને જો દોષ ન ગણીએ તો શબ્દ અને છંદ પરનું કવિનું પ્રભુત્વ ઓછું અંકાતું જોઇએ નહિ. વૃત્ત ને વાણીની સવડને લીધે પ્રસાદ ને પ્રવાહિતા સુસાધ્ય બનવાથી કડી પછી કડી લખાતી જઇ રચના દીર્ઘસૂત્રી બની જતી હશે એમ અનુમાન થાય છે. પરંતુ કાવ્યમાંનો કથાભાગ, સંવાદના પલટા, મહીંથી ઉપસતું રહસ્ય, અને કાવ્યોચિત વર્ણનો, ઉપમાઓ ને સુભાષિતો

વિસ્તારને લીધે સંભવતી શુષ્કતાને ઘણે અંશે દૂર રાખી શક્યાં છે એમ કહેવું જોઇએ.

ગુજરાતના સહૃદય વર્ગ તરફથી આ કાવ્યને ઘટતો સત્કાર મળશે એવી આશા છે.

૯ મી ફેબ્રુઆરી, ૧૯૪૦
અમદાવાદ

અનંતરાય મ. રાવળ



તને ભૂલી મારે જગતઅટવીમાં ભટકવું,
છતાં પ્રેમે તારે પળ પળ સ્મરી રક્ષી રહવું.
વિપત્તિઝંઝા જ્યાં ઉરકમળને ત્રસ્ત કરતો,
અનામી! ત્યાં તારા સ્મરણુરસથી સ્વસ્થ બનતો! 1

*

રાત્રી અંજન આંજતાં સ્વનયને ચોટયું હશે અંગુલી-
તેનાથી ગૃહ પંથ દુર્ગબુરજો રંગી રમંતી જતી?
કે અંધાર નિશાઉરે નિવસતું ઇર્ષ્યાતણું, તે બળે
જે સૌન્દર્ય દિનેશથી વિલસતું તે સર્વને આવરે? 2

શું સર્વાંગ તમિસ્રલેપન કરી વેગે જતી યામિની
તેથી મૂર્ત ન થાય? તોય વય એ મધ્યાઅવસ્થાતણી.
અંગે અંબર ચીરમાં ચમકતા તેજસ્વી રંગોતણા-
બુટ્ટા, મંદ પ્રકાશ દે રૂપ ત્યમે દર્શંત સર્વે જુદાં. 3

સૂના માર્ગ પડેલ, દુર્ગજન સૌ નિદ્રા ઉપાસી રહ્યાં,
તોયે દીપ હણી રહ્યા તિમિરને શાસ્તાતણા ધામમાં.
આજ્ઞા પાલિત થાય સેવકગણે સ્વામીતણી, તે છતાં
કોઈના મુખમાં ન લેશ મળતો શે અંશ ઉલ્લાસનો? 4

આ પ્રાસાદતણી હતી ઝળહળી એકાન્ત મેડી ત્યહાં,
સ્પર્ધા દીપ કરી પરસ્પર રહ્યા અંધાર આરોગવા.
ઊંચું આ સ્થળ ભવ્ય, ભવ્ય કરતી સાથે અગાશી રહી,
જ્યાંથી સ્થાન સમસ્ત, દુર્ગબુરજો જોવાય દૃષ્ટિથકી. ૫

*

દ્વાર અર્ધાં ઉઘાડાંથી ચંદ્રશાળામહીં પડે–
પ્રકાશ દીપનો, જેની ગાઢતા વિસ્તર્યે ઘટે. ૬

*

બુદ્ધિ સ્વજાડ્ય તજતાં બળવાન થાયે,
કિન્તુ સ્વજાડ્ય તજતાં ઘટવું પ્રકાશે.
આછો પ્રકાશપટ દ્વારથકી બિછાઈ
દુર્હર્મ્ય કો યુવકમૂર્તિ રહે બતાવી. ૭

*

સર્વાંગ માર્દવ હશે પદને દઈ, તે
ધીમી છતાં દૃઢ ગતિ ફરતાં જણાવે.
સ્પર્ધા ભરેલ ડગથી વપુશક્તિ ધારે,
જાણે અગાશી દૃઢતા નિજથી વધારે? ૮

*

શાન્ત છે વીરની મુદ્રા, દર્શતો શાન્તિ સિંધુ ના?
છતાં સ્થાયી ઉરે રાખે સિન્ધુ શું વડવાગ્નિ ના? ૯

*

વક્ષોપરે કુંકુમછાંટણાનાં–
પડેલ બિન્દુ હજુ ના સૂકાયાં.

તે બિન્દુથી વંચિત નેત્ર તોયે
અંગાર જેવાં ઝગતાં હશે શે? ૧૦

આ વીરનું આનન ધામ માની,
વીરત્વ પ્રેમે રહતું નિવાસી.
ને વજ્ર જેવી ઉરશક્તિ જાણે
પ્રકાશ રૂપે પથરાઇ ભાલે. ૧૧

યુદ્ધે નિરાશા નવ શત્રુ પામે
તેથી સહ્યા ઘા વપુમધ્ય જાણે.
રત્નો ઝગે હેમપ્રતીકમાંહે
જણાય તેવાં ક્ષત ચિહ્ન અંગે. ૧૨

શુંડાગ્ર વાળે ગજશ્રેષ્ઠ તેવું,
શોભી રહ્યું મીઢળ ભવ્ય બાહુ.
જુએ દિગંતે, તિમિરે વિચારે,
વિષાદ ઊંડો ઉરને તપાવે. ૧૩

*

દેહમાંગલ્યની સાથે ઉરમાંગલ્ય આવશે
પ્રસંગોથી? બને ના એ, અત્ર તો કેમ પામશે? ૧૪

*

દે શૈત્યની મારુત ભેટ તેથી
યુવાન પામે ઉરદાહ વૃદ્ધિ.
જો કામના શાન્ત થનાર ભોગે,
તો બાહ્યનાં સાધન શાંતિ ક્યાં દે. ૧૫

ક્રૂર્યે રવૈયો દધિની દશા તે
યુવાન પામી હૃદયે રહે છે.
વિચારનું મંથન પૂર્ણ વેગે
ઘૂમે તહીં કો પળ શાન્તિ પામે? ૧૬

*

મર્યાદા વિશ્વ તે ધારે, ધારે છે જડ ચેતન;
સહ્યશક્તિતણું તો કો મર્યાદાહીન હો જન? ૧૭

*

તેજસ્વી થાય તપતાં જ્યમ સ્વર્ણવર્ણ,
તેવી પ્રદીપ્ત મથને પણ થાય વાગ.
આ વીરના હૃદય દ્વંદ્વ વિચારનું તે
વાણીસ્વરૂપ ગ્રહતું તપને અતિશે. ૧૮

*

વ્યથાએ નેત્રની સ્થિતિ વક્ર ચાપસમી બને,
પૂર્વના કાળની સ્મૃતિ મૂર્તતા બળથી ચહે. ૧૯

*

નેત્રો થતાં સ્ફુટ જતાં ફરતાં અગાશી,
હૈયારખીપર કરે નીરખે વ્યથાથી.
અંધાર દે નયન અંજન શ્યામ આંજી,
તોયે કહીં અટકતી ગતિ કલ્પનાની? ૨૦

વિશ્વે સદાશિવ સદા ત્રય નેત્ર ધારે,
તેથી સમત્વસ્થિતિમાં ચિર એ વિલાસે.

છે કલ્પનાનયન માનવનું ત્રીજું જે,
તે ચિંત્યના સ્મરણમાં દ્વય કાળ જીતે. ૨૧

*

વ્યથાને દાબતા ઓષ્ઠો ઉદ્વેગે કૈંક ઉઘડયે-
દૃઢતા ઉરની જાણે વાણીરૂપ ગ્રહી વહે. ૨૨

*

"હો પિતૃવ્ય પિતા પિતામહ રહ્યા પિતૃતણા લોકમાં,
ત્યાંથી કુલકુઠારના સહજમાં લેવાય શું પ્રાણ ના?
આત્મામાં સ્થિતિ થાય સ્વાર્પણથકી દર્શી રવિવંશજો-
જાતાં સૌ, ઉરદાહ આજ મુજને સર્વાંગ શું દાહતો? ૨૩

તું ચિત્તોડ? અજોડ દુર્ગ! તુલના ક્યાં અન્ય શાથી કરું?
મારું શોણિત દિવ્ય પૂર્વજ સમું ના અર્ધ્ય ત્યાં શો ધરું?
સન્માન્યો સ્વજને સમગ્ર રુધિરે તે સ્નાન ના વિસ્મર્યો-
તું તો અંગથકી, છતાં પરકરે નિશ્ચેષ્ટ શાથી રહ્યો? ૨૪

પેલા તોરણ ભવ્યથી, બુરજથી તું રક્ષતો પૂર્વજો,
તે સૌ પ્રાણપ્રસૂન અર્ધ્ય તુજને અર્પી પળ્યા સ્વર્ગમાં.
હું તો તે ઋણભાર આજ સહતાં આ અશ્રુની અંજલિ
અર્પું! દુર્ગવરિષ્ઠ! સ્વલ્પ સમયે ઉદ્ધારની આશથી. ૨૫

ઈર્ષ્યા પાશવતાથી મુક્ત નિવસે જે શત્રુતા આર્યમાં,
અલ્લાઉદ્દીન! સ્વપ્ન તેહ તુજને આવે ન કો કાળમાં.
દુષ્ટો તો ગુણ દોષરૂપ નીરખે, દુષ્ટો દબે દંડથી,
દેવા તેહ હમીર પ્રાણવપુમાં ધારી રહ્યો રોષથી. ૨૬

સ્વાધીનત્વવિહારક્ષેત્રસમ, કે સ્વાતંત્ર્યના ધામશી
આ મેવાડભૂમિ પવિત્ર, બનતી દુર્દાન્ત શત્રુતણી?
શત્રુઓ સુખભોગ પ્રાપ્ત સઘળા હ્યો ભોગવી તુર્તથી,
શય્યા સજ્જ થતી હમીરકરથી તલ્વારધારાતણી." ૨૭

*

પ્રબળ પવન વાતાં અગ્નિની જ્વાળ ઊંચી,
પટસમ પ્રસરાતાં પૃથ્વીસંગે બિછાતી;
પણ પવન વિલાતાં પૂર્વનું રૂપ પામે,
ત્યમ હૃદય વસેલી ભાવનાજ્વાલ દર્શે. ૨૮

હમીર હૃદય માંહે ભાવના જ્વાલ ઉગ્ર,
સમય સ્થળ બળેથી મૂર્ત થાતી પ્રચંડ.
પ્રબળ સ્મૃતિમરુતે શાન્ત થાતી જણાતી,
પણ અનિલ શમંતાં એહ પાછી ભભૂકી. ૨૯

*

અગાશીમાં ફરે તેની સ્મૃતિ છે ના, ન દેહની
ભાવનામૂર્તિ જેવાની વાણી વેગ કરી રહી. ૩૦

*

**હમીર:**

મૃત્યુથી ના અફળ બનતી ભાવના સજ્જનોની,
અત્રે તેથી સ્થિર થઇ રહી ભાવના પૂર્વજોની!
ટૂંકી દૃષ્ટિ લઘુ હૃદયમાં પેખતાં શું સમાવે?
ઝાંખાં ચિત્રો સજીવ બનવા યત્નતાં તોય જાણે. ૩૧

*

દૈવી સૌ પૂર્વજોની હ્યાં શ્યામ જે પુણ્યભાવના,
ઘેરતાં મુજને તે શું ઇચ્છતી છે સજીવતા ?" ૩૨

*

પ્રાસાદદ્વારે જનશોર મંદ
થાયે, ત્યમે દીપક તેજહીન.
તે સર્વમાંહે નવ ચિત્તવૃત્તિ,
અખંડ વાણી હમીરે વહંતી. ૩૩

*

"દેતા પ્રકાશ બહિરંતર સૂર્યરૂપે,
પ્રાણીતણાં નયનમાં સ્થિત જ્યોતિરૂપે-
ઉષ્મા વળી મનુજનાં મનબુદ્ધિ પામે,
અંધાર તોય સવિતા ! તુજ વંશ માંહે ? ૩૪

ધારે ચરાચર છતાં સહુથી અસંગ
જે સત્ય, તે જીવનના પથનો પ્રકાશ.
વિશ્વે દઈ અમર રોહિતતાત થાયે,
તે વંશજ્યોત મુજથી નહિ શ્યામ થાશે ? ૩૫

જે નામશક્તિ નગને જળમાં તરાવે,
જે ધર્મસ્થાપન થવા વપુભાર ધારે,
જે ધન્વી એક નૃપ રામ ગણાય તેના,
વંશે કુલાધમ થઈ રિપુ મેં હસાવ્યા ! ૩૬

મ્લેચ્છાકરેથી ગિજની બળથી પડાવી,
શાહે ઈરાન સહ તેં ધ્રુજવ્યા ઈરાકી.

આત્માનુભૂતિ ભજતાં તજતા ભૂતિને,
જો શૈલરાજ ! સ્થળ આ તુજ શત્રુહસ્તે. ૩૭

નિઃક્ષાત્રરામ ગણુના ત્રણુની વધારે,
યુદ્ધાગ્નિમાં અસિસ્ત્રુવે યવનો તું હોમે,
આપત્તિમાં જન સ્મરે હજુ રક્ષણાર્થ,
તે પુણ્યશક્તિ તુજ લુપ્ત ખુમાનસિંહ ? ૩૮

દૃશદ્વતીતટ રણાંગણુમાં સમાધિ,
યોગી ગ્રહે, પણ કૃપા કુળની લઈને ?
ના, તો તપોવનસમી તુજ જન્મભૂમિ,
ખૂંદી રહ્યા દનુજ તે નીરખે ન દૃષ્ટિ ? ૩૯

રે ! ક્રૂર કાળ કરકંકણુ નંદવી, દે
હસ્તે કૃપાણુ, સુત રક્ષણુ રાજ્યઅર્થે.
યુદ્ધે કુતુબ જખમી હણુતી અનીક
તે શક્તિ અત્ર કંઇ દે તુજ કર્મદેવી !" ૪૦

*

રાત્રીયુવા પૂર્ણ થઈ ગએલી,
દે વાગતાં ચોઘડિયાં જણાવી.
ગંભીર એ ઘોષ વિરામ પામે,
હમીરકર્ણે પણ ના પ્રવેશે. ૪૧

પાદે સવી મંજુલ નાદ જાણે,
કહી રહે કો પદ અત્ર ધારે.
ગ્રહી અનુજ્ઞા કરવો પ્રવેશ.
તે અંગની સૌરભથી સધાય, ૪૨

*

જેવી તારકજ્યોત ચંદ્રઉદયે થાયે ત્યમે દીપની,
કિંચિ જ્યોત જણાય ખંડ પ્રસરી, મુગ્ધા પ્રવેશ્યાથકી.
છે આભૂષણ અંગ અલ્પ પણ તે ઝંખાય ચંદ્રાનને,
જોતી સજ્જ કરેલ ખંડ, પતિને હૈયારખાએ જુએ. ૪૩

*

સલજ્જતાને નયનો શમાવે,
તોયે વધી આનનમાં છવાયે.
લલાટમાં પીયળ સ્થાન પામી,
સ્પર્ધા કરે અંબરરંગ તેની. ૪૪

ઉષાતણા પાલવમાં મરાળી
લપે, ત્યમે અંબરથી જણાતી.
ડગો ભરંતાં કરિણી લજાવે
સંકોચ મુગ્ધાઉરકંપ આપે. ૪૫

ઊભી રહંતી જઈ દ્વારપાસ,
રોધે અગાશી પડતો પ્રકાશ.
ભવ્યાંગ ઝાંખું તિમિરે જણાતાં
દૃષ્ટિ ભરી લે, મનથી મુઝાતાં. ૪૬

હૈયાસરે ઉછળતા વિચારો,
લાવે કદી નેત્ર કિનાર છોળો.
"સ્વામી રહ્યા જાગ્રતનીંદમાં, તે
મારાથકી કે ઉરની વ્યથાએ? ૪૭

*

ભાવના પ્રાણમાં વ્યાપી સ્વાંતમાં સ્થૈર્ય ધારતી,
એકાગ્રવૃત્તિથી તો એ અન્યની તજવે સ્મૃતિ. ૪૮

*

પ્રવાસ આખા દિનથી કરાયો,
વિશ્રામ તોયે હજુ ના ગ્રહાયો;
કે મારી સર્વે સ્થિતિ જાણવાથી
હશે ઉપેક્ષી મુજને સદાની? ૪૯

વિચાર, વારિ ગુણ એક ધારે,
કે પંથ લે તે નહિ આપ ચૂકે.
મારે ય તેવું બનશે અહીં શું?
તો હું પછી જીવન કેમ ધારું?" ૫૦

હૈયે રડે, હાસ્ય મુખે વહાવે
દૃઢત્વ એવું રમણી ધરાવે.
છતાં અવજ્ઞા સ્વજનોથી પામ્યે,
બળે દબાવ્યાં દુઃખઅશ્રુ રેલે. ૫૧

જો રૂપ લે માર્દવ અંગનાનું,
તો આ કુમારી પ્રતિબિંબ તેનું.
અર્ધ સ્ફુટેલાં નયનો, ઉપાન્ત–
બિન્દુ ઝગી કો પ્રસરે કપોલ. ૫૨

*

પાંપણો આંખની ભીંજે ઉરના શીત દાહથી,
નિઃશબ્દ નિશમાં ભંગ વાણી કરંત નાથની. ૫૩

*

**હમીર :**

ગંગા ત્યાં જઈ પાન સ્નાન કરતાં નિષ્પાપતા અર્પતી,
તારી તો તલવાર શત્રુવપુની મુક્તિ કરે પ્રાણથી.
શત્રુસૈન્યરુધિરભિન્નશરીરે તેની નદી રેલવી,
તેં તો બાદલસિંહ! આજ સ્મરતાં શી અર્પવી અંજલી. ૫૪

શત્રુશક્તિસમુદ્રપાન કરતો તું દુર્ગના પ્રાંગણે,
ત્યાંથી મેંય કર્યો પ્રવેશ સ્મૃતિ તે હૈયું હજુ કંપવે.
માતા પદ્મિની તાતકુળયશને વિસ્તારતાં શૌર્યથી–
શા ખેલ્યો રણખેલ, બાદલ! અહો! તું વત્સરો બારથી. ૫૫

આત્માસૂર્યથકી પ્રકાશકિરણો સૌન્દર્યનાં વ્યાપતાં,
તે ધારી નિજ સ્વાંત પ્રાણ મતિમાં દર્શાતતી દેહમાં.
હારેલો સુલતાન ધૂર્ત, વિદુષી! ચાતુર્ય તારાથકી,
તુંયે સ્વર્ગ પળી ગઈ સહ લઈ શ્રી, પદ્મિની કુળની? ૫૬

બેસે ક્ષેત્રવરાહ સ્વારભયથી માળા પરે તું જુએ,
રોજી ચાપપરે જુવારશર ત્યાં લીલાથકી પ્રાણ લે.
માતા! એ તુજ શક્તિઅંશ મુજમાં? તો શત્રુ મેવાડના,
સ્વાર્થે તાંડવ અત્ર સર્વ કરતા જીવંત જોવાય ના." ૫૭

*

વર્તમાન સ્થિતિયોગ, મૂર્ત હમીરમાં થતાં,
તપે છે અંગનું રક્ત, બાહુ પ્રચંડ સ્ફુરતા. ૫૮

સ્વામીની મર્મવાણીને સ્થાલીપુલાકન્યાયથી
ગ્રહતાં, જ્ઞાત થાતી કે કંપતું ઉર જોરથી. ૫૯

*

પોતાતણું સૌ દુઃખને ગળાય,
ને ઢાલ પ્રેમીદુઃખમાં થવાય.
ધારો થયો આ નહિ વર્ણબદ્ધ,
છતાંય પ્રેમીહૃદયે પ્રસિદ્ધ. ૬૦

*

કુમારી નાથની સ્થિતિ પામતી, આપની જુએ,
મંથને સિન્ધુના જેવું તળું ના, તે હવે મળે? ૬૧

*

“શો વેષ મારો ઘટિ ચાર પ્હેલાં,
શો આ સજાયો ઠગવા અજાણ્યાં—
સ્વાર્થીતણા કાનનમાં કૂટેલી,
હું ઝેરવેલી પતિએ ગ્રહેલી. ૬૨

*

આધિ વિન ન વિધિ! આ ભાલ ખેલ લખેલ ભા!
મારા જેવી બીજે રામા ના રચાવી, વિચાર ના. ૬૩

મહા પાપોતણાં લોકે પાયશ્ચિત પ્રસિદ્ધ છે,
વિશ્વાસઘાતનું તોયે દૃષ્ટાનેય અગમ્ય છે.” ૬૪

*

ફરે ત્વરાથી ઉરરક્ત તેના
પ્રકંપ, તન્વીતનમાં જણાતા.
લે દ્વાર આધાર કરે ગ્રહી, ને
લાવાસમી નાથગિરા સુણે છે. ૬૫

*

હમીરસિંહ :

ફેલાવી દઢ જાળમાં ફસવવા કો ચાહતું કેસરી,
તેવી લગ્નપ્રપંચજાળ રચના શું વ્યાપ્ત ચૌહાણથી?
બુદ્ધિભ્રંશ થતો વિનાશ સમયે, ચૌહાણમાં તે હશે,
તો ક્ષત્રીઉરની ભવાની અસિ હું આવ્યો મૂકી ક્યાં ગૃહે? ૬૬

જાણી હર્ષપ્રસંગ અજ્ઞજનનો આહ્‌લાદ હૈયે લસે,
પોતે હર્ષનિમિત્ત ભાગ્યબળથી થાતાં કંઈ શેષ રે'?
લગ્ને મેં ચહુઆણ પુત્રીકરને હસ્તે ગ્રહ્યો, તેહનો
થાતાં સ્પર્શ મળેલ કંપ હિમનો! શો ભેદ આ સર્વનો? ૬૭

દ્રોહી ક્ષત્રિયજાતિના, કુળતણા, દ્રોહી થયા દેશના-
ચૌહાણો, પરધર્મી શત્રુપદના સ્વાર્થે ઉપાનો થયા!
પૂજી તું પદ લોભથી યવનના મેવાડ પામ્યો છતાં,
ભૂલાવે મતિ માલદેવ! તુજની આમંત્રતાં કાળ આ! ૬૮

રંગીને કરરશ્મિથી સહુ સ્થળો બાલાર્ક આનંદ દે,
ચૌહાણો વપુરક્તથી કર ત્યમે આ દુર્ગને રંગશે.
દાહે જે અવમાનજ્વાલ ઉરને વેઠાય એ શક્તિ ક્યાં?
પ્રાત:કાળ થતા સુધી જગતમાં હો ક્ષેમ ચૌહાણમાં." ૬૯

*

શૌર્યઉદ્રેકથી પાદે કંપ્યાં અણુ અગાશીનાં,
સરંતો દ્વારથી હસ્ત સુન્દરીઅંગ કંપતાં. ૭૦

*

ઉડી ફુવારે જળધાર અંતે,
નીચે પડીને જળરૂપ ધારે.

વિચારધારા વપુના કુવારે
ઊંચે ચઢેલી, નમતાં પછાડે. ૭૧

*

વેગથી ઉર મંથાયે, હરાયે શક્તિ અંગની;
કુમારી અશ્રુથી ભીની પડંતાં લવતી કંઈ. ૭૨

*

**કુમારી :**

શૌર્યનો છે ક્ષમા પ્રાણ, ક્ષમાને પ્રાણ પ્રેમનો;
પ્રેમ બ્રહ્માંડનો પ્રાણ, જયહો! પ્રેમધર્મનો!" ૭૩

*

કરે પશુનું ઉર આર્તનાદ,
અવ્યક્તથી ત્યાં બનતો પ્રમાદ?
ચિત્કાર મર્માહત પત્નીમુખે-
થતાં, સમીપે પડતો ફલંગે. ૭૪

*

અસ્તવ્યસ્ત હતું અંગ, કંપતું ઉર વેગથી,
ઓગળી પ્રાણ એ જાણે રેલતા અશ્રુરેલથી. ૭૫

*

**પૂર્વાભાસ**

હોયે પૂર્વજ પુણ્ય પૂર્ણ પ્રબળાં તો પુણ્યદેહી કુળે
જન્મે વંશજ, જેહ પુણ્યજીવને કીર્તિપ્રસારી રહે.
ક્યાંયે વંશપ્રવાહ પુણ્યજળથી કૈં સો વહ્યો વત્સરો?
એ તો વંશ અજોડ ભારતમહીં મેવાડના નાથનો. ૭૬

જેવી પંકજપાંદડીપર લસે પદ્મા ત્યમે પદ્મિની,
ફેલાવે રવિવંશપદ્મદલની સત્કીર્તિ મેવાડથી.
દુષ્ટો દારુણ ત્રાસ દેઈ દીનને દાસત્વ દે દેહનાં,
અલ્લાઉદ્દીન તેહમાં શિરસમો ચાહે બધું માણવા. ૭૭

ભોગો જીવનધ્યેય નિત્ય અસુરો ધારે, ત્યમે ખીલજી,
ચાહે આપપ્રપાત પદ્મિનીતણી સૌન્દર્યજ્વાળામહીં.
સાથે તીડસમાન સૈન્ય લઈ એ મેવાડને વ્યાપતો,
હારી, ભાગ્યબળે જીવિત રહતાં દિલ્લી જઇ પ્હોંચતો. ૭૮

મેવાડેશ્વર ન્યૂનતા વિજયની પૂરી કરી ના શકે,
તે પ્હેલાં સુલતાન પૂર્ણ બળથી ચિત્તોડ પાછો ફરે.
માગે નિર્લજ હસ્ત પદ્મિનીતણો, ક્ષત્રી શકે કો સુણી?
જાતાં સર્વ ઉપાય વ્યર્થ, પુરુષો વાઘા સજે કેસરી. ૭૯

દેહે જીવન પુણ્યપ્રાણ ધરવું આદર્શનું, તેહને
દર્શી ક્ષત્રિય માત્ર યુદ્ધ કરતાં પંથે પળ્યા સ્વર્ગને.
અત્રે સ્વર્ગ તણી રહી કયમ શકે દેવાંગના? દુર્ગની
પદ્મિનીપ્રમુખે સહસ્ત્ર કંઇએ હોમાય અગ્નિમહીં ૮૦

હોમે જીવન ઉચ્ચધ્યેયઅનલે તેને તજી મોહ દે,
ભસ્મીભૂત થએલ અંગ સઘળે દર્શીત ચિત્તોડ એ.
શાહે રાક્ષસકર્મ આપ નીરખ્યું નૈરાશ્યજ્વાલે બળ્યો,
દિલ્હીના પથમાં પળ્યો વિવશ એ, મેવાડને ત્યાગતો. ૮૧

લોભે પાપતરૂ પ્રફુલ્લ બનતાં દે છે ફળો પાપનાં,
તેની પામર સર્વ આશ કરતાં સર્વત્ર જોવાયલાં.

લાગ્યો શાસન માલદેવ સમયે મેવાડનું, ને બળે
ચાહે નિત્ય સમસ્ત સૂર્યકુળમાં જીવંત કો શે રહે? ૮૨

*

સ્વાર્થ એ માનવીધ્યેય, ઈશનું વિશ્વક્ષેમનું;
સ્વાર્થથી માનવી ચૂકે, ઈશથી ક્ષેમ પામવું. ૮૩

*

દેતાં દર્શન દુર્ગદેવી તૃષિતા ખાલી ધરી ખપ્પર,
બોલેલાં 'રવિવંશરાજરુધિરે રાણાજી તું એ ભર.'
દે એકાદશ પુત્રનો બલિ રણે, વંશાર્થ રક્ષેલ જે,
જીવી ગુપ્ત સ્થળે જઈ અજય તે શક્તિ વધારી રહે. ૮૪

*

જન્મીને પામવું મૃત્યુ એહ તો ક્રમ સર્વનો,
દબાવી મૃત્યુને પાદે જીવવું ધર્મ વીરનો. ૮૫

*

ના આપ્ત, ના ધન, વળી નવ સૈન્યશક્તિ
ગાદી છતાં કમલમેર બળે કરેલી.
સેવા લઈ નૃપગણે સ્મિતથી નિવાજે,
આ તેજ છે અજયસિંહ, નહી સ્થિતિ તે. ૮૬

છંટાય દ્વીપ ઉદધિજળથી ત્યમે એ,
શત્રુસમૂહજળના વિચિમાં ટકી રે'.
બન્ધુ વડીલસુત માતુલના ગૃહે જે,
તેડાવી તેહ હૃદયે અતિશે ઠરે છે. ૮૭

*

પિતૃવ્યનું અંગ નિહાળવાથી,
વિષાદછાયા હૃદયે છવાતી.
તલ્વાર ભાલા શરના પ્રહાર
થએલ શત્રુકરથી જણાય. ૮૮

હ્રુઝે કંઈ કો ક્ષત ના રૂઝેલ,
ઠરેલ ત્યાં શોણિતબિન્દુ શ્યામ.
વ્યથાતણું આનનધામ જાણે
હમીર જોતો, પ્રણમી વદે છે. ૮૯

*

**હમીર:**

યુદ્ધમાં શત્રુના ઘાને ઝીલતો ક્ષત્રી પ્રેમથી,
સ્મરણે તેહના હર્ષ થાયે, શે દુઃખ આપથી? ૯૦

*

**અજયસિંહ:**

હુતાત્મા થાતાં સૌ રવિકુળ રણે, સર્વ જીવન-
ગયું મારું તોયે રિપુકરમહીં દેશ, તનય!
કસોટીઅગ્નિથી જ્વલિત બનતાં વીરહૃદય,
સહેશે તે યે ના અધમ જનથી માનહનન. ૯૧

*

યાત્રી રાણી થએલ પંથ પળતાં પ્હોંચ્યાં મુંજાની સીમ,
માગે દાણ મહીં તહીં મહિષીના શ્રીપાદનું નૂપુર.

અંતઃક્ષોભપ્રપૂર્ણઉરભજતાં શું દેવ રીઝે કદી?
રાણી ભગ્ન મનોરથે વળી રહ્યાં યાત્રા ગણી ત્યાં પૂરી. ૯૨

*

રુઝાવે અંગના ઘા એ ઔષધિ ના હશે ન્યૂન,
મૃતસંજીવની વ્યર્થ, ભેદે જ્યાં ઉર દુર્જન. ૯૩

*

વીરત્વ યુદ્ધે ઝળકે વીરોનું,
લેતો ગ્રસી એ રણમધ્ય રાહુ.
સૂબો અને રક્ષક શાહ સૈન્ય,
એ દસ્યુનામે રહતાં સકંપ. ૯૪

દુર્દાન્ત એ ભીલ બળે છકીને,
ઘેરેય શેરોનલ આપણું તે.
વીંધાઈ યુદ્ધે મુજ હસ્તભાલે,
પડેલ નીચે હયથી ધ્રુજી એ. ૯૫

*

અસાવધ થતાં શત્રુ મારવા ક્ષાત્રધર્મ ના,
મુંજો તેથી જીવ્યો, તોયે ચિન્તા એહ તજાય ના. ૯૬

*

પુત્રો જીવે છે તનયાસમા બે
તુંથીય મોટા પણ કામ ના'વે.
આશા રહેલી ઉરમાં વસી, કે
તું વંશનું ઉજ્જવળ નામ રાખે. ૯૭

*

દ્વાદશ વર્ષનું અંગ બાળનું જન માનતાં,
છતાંએ કેસરીબાળ જન્મથી શક્તિ ધારતાં." ૯૮

વ્યાપતું મુખમાં સ્મિત વાણી પિતૃવ્યની સુણી,
ઉરની સુપ્ત શક્તિ ત્યાં અગ્નિજ્યોતસમી ઝગી. ૯૯

*

હમીરસિંહ :

લેતાં રાજ્યની સંગ સર્વ સ્વજનો, સામંત ને સેવકો,
ને લેતાં ધન દુર્ગ, કાળ કરતો ભેટો ઘણા શત્રુનો.
તોયે થાય હતાશ જેહ પળના નિષ્કંપ શ્રદ્ધાબળે,
તેવા પાવન તાત! આપપદમાં આ બાળ શી ભેટ દે? ૧૦૦

*

રંક કો તુચ્છ તાંદુલ અર્પતો, તેમ આપને
અર્પવા રંકનું હો, તે મુંજાનું શિર દૂર છે. ૧૦૧

*

ધારે ભૂત સમગ્રના જીવનને, ધારે વળી પ્રાણને,
એ તો દ્વાદશ સૂર્ય, મેઘ જળથી સિંચે ધરા બાર તે.
મારીયે વય તેહ, પ્રાણ રિપુના સોંપી જવા કાળને
ચાહું આશિષ પૂજ્ય! આપઉરની દુર્ભેદ્ય જે શત્રુને. ૧૦૨

*

પૂજ્યપાદ! તજો ચિન્તા, ચિન્તા શું કાર્ય કો કરે?
ચિન્તા શ્રીરામને સોંપ્યે, વિશ્વ સૌ ક્ષેમ ચિંતવે." ૧૦૩

*

નવા પ્રભાતે નવરંગ જેવો,
પ્રકાશ રાણાહૃદયે છવાયો.
બીડાયલું એ ઉરનું સરોજ,
આનંદ થાતાં વિકસી રહેલ. ૧૦૪

*

અજયસિંહ :

હોયે વિશ્વમહીં પ્રતીક બળનું તો દેહ ક્ષત્રિયનો,
જેના બાહુબળે પ્રજાજીવન સૌ લે શ્વાસ શાંતિતણો.
એવો ક્ષાત્રકુમાર સાહસ કરે આશ્ચર્ય એમાં કશું?
ક્ષત્રાણીકુખજન્મી પાન પયનું પામ્યો પછી શેષ શું? ૧૦૫

*

વિશ્વ આ કંપતું ત્યાંયે શ્રદ્ધા નિષ્કંપ હો ઉરે,
શ્રદ્ધા ભગવતી શક્તિ ફેરવી દેશકાળ દે. ૧૦૬

*

સિદ્ધિ ન છે સાધનમાં વસેલી,
શ્રદ્ધાબળે એ પ્રકટી રહેલી.
આ વિશ્વની ભૌતિક શક્તિ ધારે,
પૌલસ્ત્ય, તો યે રણ રામ જીતે. ૧૦૭

*

લંકાદુર્ગ અભેદ્ય, ખાઈ ઉદધિ, દુર્ધર્ષ લંકેશ જે,
આજ્ઞા ઇન્દ્રથકી સ્વની પળવતો, કૈલાસ ધારે ભુજે;

તેના શત્રુ મનુષ્યના કરમહીં છે ચાપને બાણુની-
સાથે આત્મતણી ઉરે વિલસતી શ્રદ્ધા કરે વિજયી. ૧૦૮

*

પુત્ર! એ રામના વંશે જન્મ્યો તું રાખજે સ્મૃતિ,
તુજને નિત્ય સંરક્ષો શક્તિ એ પુણ્યનામની." ૧૦૯

* * *

સમાન વીર બે શત્રુ મા કદી રહશે સહુ,
ન દિનેશનિશા તેમ વીરશત્રુ પરસ્પર. ૧૧૦

*

થોભેલ રાજગઢદ્વાર તુરંગ તેના
સર્વાંગ સ્વેદ ઉભરે મુખથી ફિસોટા.
જે ખંડમાં અજયથી થઈ વામકુક્ષિ,
ત્યાં પાદસ્પર્શસહ સ્વાર નમ્યો શિરેથી. ૧૧૧

*

અર્પતાં અશ્રુનું પાદ્ય, આચ્છાદ્યું વસ્ત્રમાં કંઈ
મૂકતાં પાદમાં, વાણી મુખથી આર્દ્ર નીગળી. ૧૧૨

*

હમીરસિંહ :

જે ચિંતાનલથી, પિતા! તપવતા હૈયું સદા આપનું,
તે જાતાં શિવપૂજને દુરગથી જોયા, થયું રોકવું.

ખેલાતાં અસિયુદ્ધ, તુષ્ટ શિવ ના મુંજાતણું રુંડ લે,
તેથી પૂજન થાય આપ પદનું તે શત્રુશીર્ષોત્પલે." ૧૧૩

*

ભીડી બળે હે ઉરસાથ પુત્ર,
સૂંઘે વળી મસ્તક વારવાર.
"જે યોધનું ગર્જન કંપ દેતું
તે શીર્ષ લાવ્યો, સુત હો શતાયુ; ૧૧૪

મુંજાતણા શોણિત કુંકુમે હું,
તું ભાલમાં ચંદ્રક આ કરું છું.
દઉં વળી શાસન ભાર સર્વ,
સત્કર્મ ગંગા વહજે સમર્થ. ૧૧૫

*

યોગક્ષેમ પ્રજાનાં સૌ રક્ષજે કીર્તિ વંશની,
સાધજે દેશની મુક્તિ: યત્નતાં વા જજે ખપી." ૧૧૬

*

વાત્સલ્યથી રાજ તણો પ્રબંધ,
દે શીખવી રાજનીતિ ષડંગ.
ના સ્થિરતા છે જલધિતરંગ,
રાણાજી દર્શે જઈ સ્વર્ગપંથ. ૧૧૭

*

લોભે રક્ષણ સ્વાર્થનું જન કરી સત્તાબળે પોષતાં,
કાચો પારદ તેહ ભક્ષણ કરે તોયે ન કો પેખતાં.

મેવાડે પણ માલદેવ સ્થિતિ તે પામ્યો, પ્રપંચે છતાં,
ચાહે લગ્ન હમીર સાથ કરવા કન્યાતણું સ્વાર્થમાં. ૧૧૮

*

મંત્રી સગાં હમીરનાં ઉરશંક લાવે,
'મેવાડશત્રુ દુહિતા દઇ શાન્તિ યાચે?
દ્રોહી સ્વજાત કુળનો ત્યમ દેશનો જે,
તે પાપમૂર્તિ પળ દેવ બની શકે કે?' ૧૧૯

જે પુણ્યસ્થાન પ્રભવ્યા નિજ પૂર્વજો, તે
ચિત્તોડદર્શન સદા ઉર ઝંખતું એ.
સ્વીકાર ત્યાં હમીર લગ્ન તણો કરી દે.
સામાન્યથી ઉલટ છે વીર માર્ગ નિત્યે. ૧૨૦

*

દેવી લાલચ સિંહને અજતણી સ્વસ્થાનથી ખેંચવા
જેવું, પુત્રી ન માલદેવગૃહમાં લે લગ્ન આકર્ષવા.
નિત્યે માનવચાહ પૂર્ણ ફળ દે? ના, તો પછી અત્ર શે?
કે આકસ્મિક દ્રોહને શમવવા ચોહાણસેના પળે. ૧૨૧

*

સ્પર્શ્યો ન લગ્નતિથિનો રવિ અસ્તઅદ્રિ,
સ્વારી હમીરતણી તોરણદ્વાર પ્હોંચી.
પૃષ્ઠે રહેલ વપુરક્ષક પાંચસો જ,
તોયે ભયેવશ સુતો સહ માલદેવ. ૧૨૨

*

શબ સાથે જનો જાતાં, રીઝ જીવંતની ચહે;
તેહના શોક શો હર્ષ, સત્કારે છે હમીરને. ૧૨૩

ઉલટા દૃશ્યને જોતાં આગના તણુખા ઝરે-
હમીરઆંખથી, જોઈ રીઝવે મંત્રી યુક્તિએ. ૧૨૪

અઢાર વર્ષની પુત્રી વિધવા માલદેવને,
રક્ષવા સર્વનું ક્ષેમ લગ્નાર્થે સજ્જ તે કરે. ૧૨૫

*

યોગે કો સરમાં રહ્યાં કમળ બે સાથે મરુતે પ્રભુજી,
સંઘર્ષે ઉભયે પરસ્પર દલો તાદૃશ્ય મ્હેલે સ્થિતિ.
છે કાસારસમાન ખંડ કમળો માતા અને પુત્રીનાં-
સાથે, તેહ છતાં પ્રસંગ અનિલે સંઘર્ષતાં શાં રહ્યાં! ૧૨૬

**માતા :**

તારાં પૂર્વજ માત્રનાં પિતુતણાં પુણ્યોઘ મૂર્તિ બની,
આવે લગ્નસ્વરૂપથી પણ ન તું ભક્તિ તજે મૌનની.
પાડે ના, અપમાન એહ સહશે, શક્તિ હશે ના કરે?
હો, તો તું કુરુક્ષેત્ર અત્ર કરવા ચાહી રહી શું ઉરે? ૧૨૭

શત્રુનો પણ પક્ષ લેઈ ગૃહમાં વાદે વિપક્ષી બની,
કેવાં તું ગુણગાન નિત્ય કરતી ભ્રાતા અને તાતથી.
ઇચ્છે છે તુજ તાત 'શત્રુહૃદયે જે શત્રુતા નિવસી,
તે તું લગ્નથકી પવિત્ર બનતાં માંગલ્ય દે રેલવી.' ૧૨૮

પુત્રી! આજ સુભાગ્ય સૂર્યકુળનું રાજ્ઞીરૂપે તું મળે,
ને જન્માન્તરનાં સુપુણ્ય ફળતાં તારાંય તે આ પળે.
તૈયારી વરવાસ અત્ર બનતી પ્રત્યક્ષ તું નીરખે,
ચાલોને તનયા! પિતા તુજ વીરા જોતા હશે રાહને." ૧૨૯

હિલ્લોલે જળ વાયુ કોઈ સરનું ત્યાં છિદ્ર પાળે પડયે,
તોડી બંધ ધસી જતાં જળબળે કાસાર ખાલી કરે.
તેવું અત્ર કુમારીનું હૃદય જ્યાં વૈધવ્યવારિ છલે
તેમાં છિદ્ર કરાય અંબવચને, ખાલી થઇ એ જશે? ૧૩૦

કુમારી:

માતા! આ શુભ લગ્ન? ભગ્નઉરના માલિન્યનું શું નહિ?
વૈધવ્યાનલથી દહેલ ઉરની શું થાય સંજીવની?
ટાળો પ્રાપ્ત પ્રસંગ યુક્તિ ગ્રહતાં મારો દઈ ભોગ, રે!
કોનું શ્રેય થએલ પ્રેય જનની અજ્ઞા ફસાવી રહ્યે? ૧૩૧

કોઈ તો અપરાધદંડ ભરતું છે પંચઈટાળીથી,
મારે શું સહુ પાપદંડ ભરવો વિશ્વાસના ઘાતથી.
જેવાં સૌ શબને ગૃહેથી તજતાં, તેવું અહીં મુજને
આ લગ્નાભરણો સજાવી બળથી અર્પો, હશે ક્ષેમ કે? ૧૩૨

દૈવી દેવ હમીરસિંહ ગુણ મેં પુષ્પો કરી શ્વાસનાં
પ્રેમે જેહ પૂજેલ તેહ તનને અર્પું ફળો પાપનાં?
પૂજે કો જન યજ્ઞજ્યોત કુસુમે તે ભાગ્ય મારું ન, હું
અર્ચું કાજળપુષ્પરૂપ વપુને લગ્ને? ચહે માત તું? ૧૩૩

જેના ગર્જન માત્રથી ધ્રુજી જતા સોલંકી રાઠોડ ને
ઘોરીને પણ કૈંક વાર રણમાં જે પ્રાણનું દાન દે.
જે સ્વાતંત્ર્યપ્રતીક ભારતમહીં ધન્વી ન કો તુલ્ય તે
પૃથ્વીરાજકુળે શૃગાલપ્રભવી કન્યા દયાએ જીવે?!" ૧૩૪

*

કરથી પ્રણમી સ્નુષા ઉચ્ચરી વિનયે રહે,
'વિલંબ બ્હેનશ્રીનો છે લગ્નવેદીતણા સ્થળે.' ૧૩૫

*

નિર્માણ ને માનવધારણાના
જુદા હમેશાં પથ છે રહેલા.
છે ધારણા ભિન્ન કુમારીઉરે,
નિર્માણ સ્વામી સ્થિત ત્યાં ધકેલે. ૧૩૬

  

થતાં પુણ્યો પૂરાં સુરસદનની કોઈ ગૃહિણી
પડે પૃથ્વી, તેવી વિવશ દયિતાવેલ વિખરી.
સમેટી સંકોચે પ્રબળ કરથી પત્નીવપુને,
સુવાડી પર્યંકે જડવત, છતાં નેત્ર પ્રવહે. ૧૩૭

અવજ્ઞા નાથની જોતાં યોગાગ્નિથી સતી તજે
દેહ, તેવો કુમારીથી ગ્રહાયો પંથ શું હશે? ૧૩૮

*

હતું સ્વામી અંકે નિજ વપુ છતાં ભાન નહિ ને,
હતી રેષા સ્થાયી નયનજળની તેહ પ્રવહે.
કુમારીનું હૈયું રુધિરબળથી પૂર્ણ થડકે,
વળી કંપાવી એ વપુ, પતિતણો અંક ધ્રુજવે. ૧૩૯

હશે ચક્રવ્યૂહે વિષમ સ્થિતિ સૌભદ્રઉરની,
જુદી તેથી અત્રે હમીર હૃદયે ગાઢ પ્રસરી.

મુઝાતો તોયે એ કરવ્યજનથી વાયુ કરતાં,
મુખે ફેલાઈ કો અલકલટને દૂર કરતો. ૧૪૦

*

પત્નીલલાટ પ્રસર્યાં અતિ સ્વેદબિન્દુ,
લૂછે છતાં સમજવું નવ શકય થાતું.
સ્થાયી વિષાદ પ્રસરી હૃદયે રહ્યો તે,
વાણીરૂપે હમીરના મુખથી સ્રવે છે. ૧૪૧

"ના ઈષ્ટસેવન પ્રમાદબળે તજાયું,
કે ગોતણું ન દ્વિજ રક્ષણુ વિસ્મરાયું.
સેવું વડીલ, ત્યમ હું શરણાગતોનું,
છું ત્રાણુ, તોય મુજ સ્થૈર્ય અહીં હરાતું. ૧૪૨

*

ઊગી ગયો હૃદયમાં દુઃખસૂર્ય કાલે,
આ રાત્રી જાય પણુ તે હજુએ પ્રકાશે.
આ શત્રુનું ગૃહ અહીં મુજ આવવું કયાં?
દુર્ભાગ્ય સ્વાંગ લઇ લગ્નતણો મળ્યું જ્યાં." ૧૪૩

*

પત્નીના અશ્રુથી અંક ભીંજાયે ધ્યાન ત્યાં જતાં,
વ્યથાએ નીરખે 'આ શું સ્વર્ગભ્રષ્ટા કુમારિકા?' ૧૪૪

*

તંદ્રા વ્યથાની ઉરને ઉછાળે,
ઢળી રહી પાંપણુ દર્દભારે.

એ રક્ત ઓષ્ઠે મૃદુ કંપ ચાલે,
રોમાંચ તન્વીતનમાં જણાયે. ૧૪૫

નેત્રાશ્રુથી સિક્ત કપોલ જાણે
આરક્ત થાતાં પ્રતિબિંબ ધારે.
શું દેહનું ભાન ખસી જઇને
દે સ્થૂળનાં બંધનથી વિમુક્તિ? ૧૪૬

જો રંગ હૈયે ચઢતો વ્યથાનો,
તો મૂર્ત વાણીક્રિયમાં થવાનો.
કુમારીથી રૂંધન જે વ્યથાનું
દે મુક્તિ તેને ઝરણું ગિરાનું. ૧૪૭

*

**કુમારી :**

સંયોજી આકર તુજ કરે સર્વ સંબંધી મારાં,
મારારૂપે અઘ નિજતણાં મૂકતાં પાદ તારા.
જે લગ્નેથી જગત મનનું સ્વર્ગમાં ફેરવાયે,
તે લગ્ને તું નરકપથમાં સાથ મારી તણાયે. ૧૪૮

વિશ્વે ક્યાંયે જીવન જનનાં દેવ જેવાં બને ના?
સ્થૂળોથીયે પર મનુજ કો વિશ્વમાં શું જીવે ના?
સર્વાત્માનું જળ છલકતું સ્રોત માત્રે વહે ના?
તોયે તે શું વિષમય થતું નામ ને રૂપથી ના? ૧૪૯

યત્નો સેવે અનવધિ જનો ઇષ્ટ હૈ હૈ ગણીને,
સિદ્ધિ તેની સમયબળથી લભ્ય થાતી જણાયે.

જ્ઞાની પામે અભય સઘળા વિશ્વમાં જે બળેથી,
તે શક્તિ તો પરિણયપળે સર્વને દૃશ્ય થાતી. ૧૫૦

મારું તારું મનુજ તજતાં પામતાં જે સ્થિતિને,
પુણ્યાત્માઓ અહમ પરના જેહ સ્થાને વિરામે,
તેવા સ્થાને સ્થિતિ પરિણયે ધારવી જે પળે, તે-
સ્થાપી મારાં નયનસદને આંસુની રેલ દે છે." ૧૫૧

*

વિશ્વાણુનાં કુસુમમાં ચિર તંતુરૂપે-
વાણી વસી, રુચિર માળ અભંગ દર્શે.
ગો તેહ પત્નીવદનામ્બુજથી સ્રવેલ,
તોયે હમીર અવબોધ કરી શકે ન. ૧૫૨

*

અતીત આશ્વાસનથી થએલી,
છે અંકમધ્યે દયિતા પડેલી.
વ્યથા હતી લેશ ન સહ્ય થાતી,
અંતે છલાતી મુખથી વહંતી. ૧૫૩

*

**હમીરસિંહ:**

કો અન્યનું હૃદય શું હૃદયે રહેલું?
અજ્ઞાત અપ્રિય પરિણયથી થએલું?
કે શિષ્ટતા નહિ, હશું વનગ્રામ્યવાસી?
મુગ્ધે! પડી પિશુન શી ઉરછાપ મારી? ૧૫૪

*

તીરથી સરિતા જોતાં અસ્ખલિત જળે વહે,
દ્રષ્ટાની દૃષ્ટિમાં તોયે જોયું તે જળ ના મળે. ૧૫૫

*

સ્થાયી એક સ્વરૂપ નિત્ય વિભુનું સૌ દૃશ્ય વિવર્તતું,
જાણે ઊર્મિપરંપરા પ્રવહતી તેં સ્થૈર્ય તેને ગણ્યું.
શાને તું થઇ અજ્ઞ શોચ કરતી? તારી વ્યથા આજની,
સર્વે યે બદલાય યત્ન કરતાં જોશે પ્રિયે? શાન્તિથી." ૧૫૬

*

જો પ્રેમ શબ્દ પશુના ઉરને હલાવે,
ને હિંસ્રતા પણ અહિંસક કો તજાવે,
તો જ્યાં દયાસલિલના સમતાતરંગો
રેલાય, ત્યાં નિકટનું તરબોળ ના હો? ૧૫૭

*

દુઃખમાં વજ્રના જેવાં ધારતાં ઉર વીરલાં,
તેય આભારઅગ્નિથી ઓગળી સહજે જતાં. ૧૫૮

*

કમ્પેલ સ્વામી ઉરનો નિનાદ,
સ્પર્શી કુમારી મનને રહેલ.
ઉંચાં થતાં એ નયનો બળેથી,
જુએ ન આંસુપટના પડદેથી. ૧૫૯

*

અશ્રુઘોઘ વહાવીને સુંદરી ડસકે ચઢે,
અનેરા શૈત્યના કંપ કંપવે શુદ્ધિહીનને. ૧૬૦

*

કુમારી :

મનુજ સર્વમાં ભાવના ઉરે,
નિવસતી સદા સૂક્ષ્મ કો રહે.
પ્રકટ વિશ્વમાં તેહ પામવા,
સહુ સમર્પતાં પુષ્પ યત્નનાં. ૧૬૧

હૃદય માહ્યરે રૂપ કોઇનું,
વિલસતું હતું પ્રેમશૌર્યનું.
સુમન યત્નનાં નાજ, ભાવના,
ઉરગુહા છુપી, આજ મૂર્તતા. ૧૬૨

પ્રભુ સમીપ છે ને ગ્રહાય ના,
પ્રભુ તજી જતાં શે જીવાય હા!
ઉદિત સૂર્ય છે ક્ષાત્રવિશ્વમાં
ચરણ તં, ધર્યાં પુષ્પ ભાવનાં. ૧૬૩

રિપુ કદી કરે કાર્ય આપ્તનું,
જગત આ મહીં એહ ના નવું.
સ્વજન વૈરમાં ઇષ્ટ અર્પતાં.
અકળ યોગ આ ઇશની દયા. ૧૬૪

નવ તજે દયા ભાગ્યહીનને,
પણ ગ્રહે દયા ભાગ્યહીન શે?

લઈ જતી દયા દુઃખગર્તમાં,
અહહ! શે તરું શાન્તિસિન્ધુમાં?" ૧૬૫

થાય છે બંધ વાચા ને નેત્રપદ્મ થતાં સ્ફુટ
કરવલ્લી પતિકંઠે આલંબે બનવા સ્થિર. ૧૬૬

*

**હમીરસિંહ:**

દુર્ભાગી તું? હતી ના છે, પાપી આ દેહ જ હશે;
હણે જે સુખ શું તેહ અર્પશે શાન્તિ કોઇને? ૧૬૭

*

**કુમારી:**

પૂજે વડીલ અઘ તે ફળરૂપ અત્રે,
હું છું કલંક કરતી રવિવંશસૂર્યે.
પ્રારબ્ધ આજ મુજને પ્રભુપાસ લાવે,
ઉચ્છિષ્ટ કો કુસુમથી સુર શું પૂજાયે? ૧૬૮

વલ્લી હળાહળતણી બનતી સુધાની?
શોભી યતીન્દ્રસહ શૂર્પણખા રહેલી?
રાજેન્દ્ર! આપ નહિ છો ઋષિ વિશ્રવા,ને
એ કૈકસીપથ ત્યમે નવ યોગ્ય મારે." ૧૬૯

*

શિથિલ કર થતાં એ અંગથી વેલ છૂટી,
સ્ફુટિત મુખસરોજે શાન્તિ આછી છવાતી.

શરીર મૃદુ હતું જે અંક અશ્રુભીને,તે
વિનયસહ તજીને વસ્ત્ર સંભાળતી છે. ૧૭૦

*

જેવું નિશ્ચયતેજ સત્રસ્થળમાં ફેલાવતાં દક્ષજા,
તેવું અત્ર પ્રદીપ્ત ભાલમુખમાં નેત્રે કુમારીતણા.
ધીમે એહ પલંગમાં સરકતાં સ્વાસ્થ્ય ગ્રહી બેસતી,
ને ફેલ્યા કંઇ કેશ સિક્ત જળથી સ્થાને કરી એ રહી. ૧૭૧

*

કૃશાંગીની :સૌ કમનીય કાન્તિ,
અગ્નિશિખા શી પતિને જણાતી.
છે ભિન્નતા બે હૃદયે રહેલી,
પરસ્પરે યે ત્યમ ભિન્ન દૃષ્ટિ- ૧૭૨

અગમ્ય પત્નીઉરકેન્દ્ર જાણી,
પલંગમાં છે સ્થિરતા ગ્રહાઈ.
બ્રહ્માત્મજાવાહનસ્રાવ જાણે
કુમારીના આનનથી સ્રવે છે. ૧૭૩

*

વૈચિત્ર્ય પત્નીનું જોઈ વ્યગ્રતા સ્વાંતમાં વધી;
શીતદાહસમી વાણી તોયે શ્રાવ્ય રહે ગણી. ૧૭૪

*

**કુમારી:**

હશે જ્યારે મારી ગભરુ વય જેની નહિ સ્મૃતિ,
હશે ત્યારે મારા પરિણયતણી હ્યાં ઉજવણી.

ગ્રહ્યો લગ્ને જેણે કર, વપુ તજે તેહ સમરે,
રહ્યું સિઝાતું આ જીવન મુજ વૈધવ્યઅનલે. ૧૭૫

ચિતા સ્વીકારે ના કુસુમવપુને દગ્ધ કરવા,
રહી જીવી તેથી શિશુ વય ઉપેક્ષે સતી થવા.
ચિતા મુક્તિ દે ત્યાં મુજ પર સદા પ્રેમ કરતી—
રહી ચિન્તા, જેના પળ મમ જુદાઈ સહી શકી. ૧૭૬

પળાવી–પાળી મેં વ્રતનિયમની સૌ કઠિનતા,
છતાં પ્રારબ્ધે આ શરીરસહ સંસ્કારમયતા.
ગણે ઊંચી વર્ણો અધમ પુનરુદ્વાહ, પછી ત્યાં
કહીં સ્વપ્નું આવે જનપૂજિત છે રાજકુળ જ્યાં? ૧૭૭

થઈ બન્દી જાતું તન પણ થતું બદ્ધ મન ના,
હતી મારા યે કો હૃદય રમતી પુણ્યપ્રતિમા.
પિતા ભ્રાતા શાહી– અનીકપતિ જે નામશ્રવણે–
સદા કંપે, તેની પુનિત પ્રતિમા ઉર વિલસે. ૧૭૮

અજાના સામ્રાજ્યે અઘટ ઘટના યે ઘટી જતી,
હશું તેથી પામી સહજીવન હું આપકરથી.
સદા આશામૂર્તિ નયનદ્યુતિ છો પ્રાણ ઉરના,
અને નિદ્રામાં હો ચિર સ્વપન સૌ આપરૂપનાં. ૧૭૯

વસો સ્થાયી મારા હૃદયસદને સૌમ્યરૂપથી,
મનોબુદ્ધિ પ્રાણે તદરૂપ થઉં આપ ઉરથી.
અને એથી ભેદી જગત પડળો સ્થૂળ સઘળાં,
મહા પ્રેમે સાધું વિલય સતમાં–વ્યાપ્ત ઇશમાં. ૧૮૦

અમાવાસ્યામાં કો જન નહિ શશીદર્શન કરે,
છતાં મારા ભાગ્યે ઉરગગનમાં પૂર્ણ શશી છે.
અહો! રાત્રી આ તો અપવરગની ભેટ ધરતી,
ભલે પ્રાતઃકાળે તિમિરતળમાં લુપ્ત કરતી." ૧૮૧

*

દયા ને પ્રેમનું ઐક્ય નેત્રે દિવ્ય પ્રકાશતું,
હમીર ઉરને કેવું નિશ્ચયાત્મ કરી રહ્યું. ૧૮૨

*

"ફરી જાશે સર્વે સ્થળ સમય આ દશ્ય સ્થિતિ, ને
ફરી જાશે અંગ સ્વઅહમ તોયે સ્થિત રહે.
અને ત્યાં સુધી આ હૃદયપ્રતિમા નિત્ય સ્મરતી,
રહ્યું સર્વે પૂરૂં જીવન કરતી જૈશ વિહરી. ૧૮૩

મને મૃત્યુ અંતે રવિસુત કદી પ્રશ્ન કરશે,
'હતા સેવ્યા શું તેં વિભુ, મન થએલું પુનિત છે?
કર્યાં પુણ્યો કાંઈ' 'નહિ નહિ કશું એ કરી શકી,
છતાં મારૂં હૈયું નિજ પ્રભુતણું વંચક નથી." ૧૮૪

*

બે વાદળી વારિભરી મળ્યા શાં,
એ ચાર નેત્રો જળથી છલાયાં.
રહી હતી એ ઉતરી પલંગ,
સ્વામીકરે ત્યાં અવરોધ થાય. ૧૮૫

*

હમીરસિંહ:

ક્યાં કેન્દ્રને તજી થશે સ્થિર રત્નગર્ભા?
દેહે સુદૂર બનતાં ઉર દૂર થાતાં.
તાપે તપ્યું કુમુદ ચંદ્રથકી પ્રફુલ્લે,
તું તો સુધાકરસુધા તજવા વિચારે. ૧૮૬

સંસ્કાર, પ્રેમઋણવૈરતણા અહીં દે
સંબંધ, તેહ તજવા બનશે હવે કે?
સંયોગના બળથકી સહજે મળે જે,
તે ભોગ્ય છે મનુજથી તજતાં ન જાયે. ૧૮૭

શું લગ્ન એ વિષયના ઉપભોગઅર્થે?
હો, તોય ભોગ તજશે, જન વા તજી દે.
ભિન્નત્વ આ જગતનું સઘળું શમાવી,
કોઈ થતું પરિણયે સ્થિત આત્મકેન્દ્રે." ૧૮૮

*

સ્પર્શેલ પત્નીહનુ સ્વામીઉરે,
ને ઝીલતી એ નયને સુધાને–
સંકોચયુક્તા મુખની ગિરાનાં–
રસાર્દ્ર બિન્દુ પતિથી ગ્રહાતાં. ૧૮૯

*

કુમારી,

ભક્ષતો અગ્નિ સર્વેને, અંબુધિ શમવે જળ;
આપપાવિત્ર્ય શું માન્ય લોકમાંહે થશે ત્યમ." ૧૯૦

પત્નીબાલિશતા પ્રશ્ને જોતાં મુખ હમીરના,
વ્યાપતા સ્મિતથી પામે સુરખી અંગ અંગના. ૧૯૧

*

હમીરસિંહ :

બાળીને અઘ, પાપતાપ શમવી સંસૃતિથી મુક્તિ દે,
જે છે ચિંતનથી સુપ્રાપ્ય જનને અર્પાઇ પ્રેમે રહે–
લીલાવિગ્રહ ધર્મઅર્થ ધરતા તે રામચંદ્રે મય–
પુત્રીનો નિજ ભક્તથી પુનરપિ યોજેલ ઉદ્વાહ ન? ૧૯૨

*

વિશુદ્ધ ઉરમાં સ્થિર સત્યશક્તિ સનાતન,
તેથી મંદોદરી આજે પામતી જન વંદન. ૧૯૩

*

કંપે જે જન પાપનામ સુણતાં તે ક્લીબ મુક્તિતણું
પામે સ્વપ્ન ન, ક્ષાત્રસાહસ સદા મારા ઉરે વિલસ્યું.
ક્ષત્રીના હૃદયે વસે અભયતા ને પ્રાણ સત્યે વસે,
શક્તિરૂપ કૃપાણ શત્રુ દળવા, ત્યાં અન્ય કો શું કરે? ૧૯૪

ધારે માનવદેહ તોય પશુ શાં ઉદ્દેશહીણાં જનો,
લોકાચાર પ્રવાહમાં પ્રવહતાં જીવી રહે નામનાં.
તેવાં સૌ જન મધ્ય કોઈ નિવસે તોયે પરે વિલસી,
ચાહે સ્વાત્મપ્રકાશ પ્રેમબળથી, હું તેહમાંનો પ્રિયે. ૧૯૫

અર્પી ભોગ ઉપાંગનો, બચવવું અન્યાંગ એવી પ્રથા,
તેનો યે મુજ અર્થ હોમ કરવા ભૃત્યો રહેલા ઘણા.

નિત્યે ઇષ્ટ સમાન ભક્તિકુસુમે પૂજે પ્રજા પ્રેમથી,
તોયે કૈંક અપૂર્ણતા હૃદયની આજે પૂરી તું રહી." ૧૯૬

કોઈ મૃણ્મય પાળ વેગ નદીનો રોકી રહે ક્યાં સુધી?
એતો બંધ પ્રચંડ પૂરબળથી તોડી ધસંતી જતી;
તેવી રેલ કુમારી પ્રેમજળની રોધાઇ ભેદે હતી,
તે વિચ્છિન્ન થતાં અભેદબળથી વેગે હમીરે શમી. ૧૯૭

*

સર્વમાં વ્યાપ્ત સર્વાત્મા પામવા હૃદયાસને,
લગ્ન બેને કરી એક પૂર્ણમાં પૂર્ણ મેળવે. ૧૯૮

* * *

નિદ્રામહીં ના જન સ્વાસ્થ્ય પામે,
હર્ષાતિરેકે અથવા સશોકે.
ઉલ્લાસની રેલ કુમારીઉરે,
કો ગૂઢ ચિંતા નિવસે હમીરે. ૧૯૯

*

બ્રાહ્મમુહૂર્તમાં સાધી ઇષ્ટથી ઐક્ય, ને સ્થિત
આસને નાથનું, થાયે પત્નીથી પ્રેમદર્શન. ૨૦૦

*

પ્રાચીતણું દ્વાર ઉષા ઉઘાડી,
સલજ્જ એ વ્યોમપટે જણાતી.
વિરાટનું ચેતન સૃષ્ટિ પામી
પ્રેમે રહી સૃજનમાં પ્રસારી. ૨૦૧

ઉષાથકી છે સ્થિતિ રાત્રિની તે
પ્રદીપ ફિક્કા પડતાં જણાવે.
નવા પ્રભાતે નવ શક્તિ ભવ્ય,
પુણ્યાત્મ કોઈ કરતાં પ્રતીત. ૨૦૨

જેવી અવસ્થા પ્રિયદર્શનેથી
થઇ જતી છે ઉરનેત્રકેરી,
અત્રે ત્યમે આયુધથી પતિમાં
જોતાં, કુમારી વદતી હસંતાં. ૨૦૩

*

કુમારી :

દેશ કાળ સ્થિતિભેદ દંભ દર્પ મમત્વથી;
કલા અસ્પૃશ્ય છે નિત્ય કલા એ શક્તિ ઇશ્વરી. ૨૦૪

*

આ વિશ્વમાં સ્થિત કલા કમલાસમી છે,
સ્વાત્મપ્રવાહઝરણી પ્રવહે કલાએ.
લાલિત્ય પ્રેમ લલનાપર નિત્ય રાખે,
તેથી કલાત્મકરૂપે ગૃહિણી પ્રકાશે. ૨૦૫

કાન્તા સજીવન કલાપ્રતિમા ગણાયે,
પ્રાણેશ! શસ્ત્ર સહ પ્રેમ છતાંય હ્યાં શે?
આ શિષ્ટતા ત્યમ કલાર્ચન ના જણાય,
શું ભેદ યુદ્ધસ્થળને રણવાસનો ન?" ૨૦૬

માંડી મીટામીટ પરસ્પર નીરખાયું,
હાસ્યે પ્રફુલ્લ કમલાંગ સુહાસિનીનું.
ચાતુર્ય પત્નીઉરમૂર્ત કરી રહેલું,
જોતાં હમીરમુખમાં સ્મિત શું છવાયું. ૨૦૭

**હમીરસિંહ:**

દુર્ધર્ષ ગાંડિવથકી ભ્રકુટીધનુષ્ય,
ને તેમ સર્વજિત લોચન લોલ બાણ.
જેથી પરાજિત થયે ઉરસત્ત્વ જાતું,
જીતાય બાહુબળથી રણમાં રિપુને. ૨૦૮

શું પ્રશ્નથી હૃદયનું મુજ હાર્દ માપે?
બુદ્ધિ પ્રિયે! તુજ સ્તુતિ મુજથી કરાવે.
સાચું અવ્યક્ત પણ વ્યક્ત કલા કરે છે,
છે તોય સાધન કલા, જનસાધ્ય ના એ. ૨૦૯

*

કલાએ સત્યની છાયા, છાય એ દેહ છે નહિ;
શુદ્ધ હૈયે કલા તોયે અર્પે અવ્યક્તની સ્મૃતિ. ૨૧૦

*

ચૌહાણને પણ કલાત્મક મૃત્યુ આપું,
તેથી કલાવિદ થવા મનથી વિચારું.
ક્ષત્રીતણા હૃદયનો ઉરદાહ નિત્ય,
શત્રુતણા રુધિરથી બનતો પ્રશાન્ત. ૨૧૧

*

પ્રેમદૃષ્ટિ થતી શસ્ત્રે શાથી તે સમજી હવે,
હાસ્ય તોયે મુખે તારા વ્યાપ્ત કેમ થઇ રહે? ૨૧૨

*

કુમારી :

જાણે ક્ષીરસમુદ્રસત્ત્વઘનતા લે તેજનું રૂપ, જે
સ્થાપી શંભુ શિરે સુધાસ્રવણુનો સેવી રહે ઈન્દુ તે.
તેવા સ્નિગ્ધ શશીલલાટ પ્રકટે પ્રસ્વેદ બિન્દુ કદી?
ના, મારા ઉરચંદ્રના પ્રતીકમાં તો શે જણાતાં અહીં?" ૨૧૩

*

સ્વેદબિન્દુ ગ્રહી લેતી મુગ્ધા અંચલથી, વળી
પતિના ભાલમાં વાયુ ફેલાવે લટ, વાળતી. ૨૧૪

*

"તાતે કરી ક્ષતી થતી મનુજો સહુથી,
જાણ્યા પછી તુરતના સઘળી સુધારી?
સ્વીકાર શાસ્ત્ર અનુતાપતણો કરે છે,
પ્રાણેશ! માનવ મટયાં નહિ આપણે યે. ૨૧૫

*

આપદ્ધર્મમાં શાસ્ત્રે, શિષ્ટે ક્ષંતવ્ય સૌ ગણ્યું,
છતાં જો પાપ, તો પુત્રી અર્પી ક્ષાલન ના કર્યું? ૨૧૬

*

શોભે વીરત્વ ક્ષમતાસહચાર સાધી,
યાચી ક્રિયાત્મકરૂપે પિતુએ બતાવી.

શત્રુ ચહે શરણુ તો સહુ મેળવી લે,
એવી પ્રથા રવિકુળે નિવસી સદા યે. ૨૧૭

*

ક્ષત્રી તો વૈર ને દ્વેષ તજી દે સમરાંગણે,
અર્પતું ક્ષાત્રનું વિશ્વ અગ્રપૂજન આપને.” ૨૧૮

*

પ્રેરે રાવણુ દૂત રામચરણે ભૂલી જઇ પાપને,
તેવું દૃશ્ય હમીર તાદૃશ્ય કરી પત્નીસ્વરૂપે રહે.
થાયે હાસ્ય મુખેથી વ્યક્ત નયને તેની પ્રભા વિસ્તરે,
અજ્ઞા શી દયિતા વિમુગ્ધ નીરખી સાથે કરી એ રહે. ૨૧૯

*

હમીરસિંહ :

પર્જન્ય થાય અતિશે અથવા ન થાયે,
વિદ્રોહ દેશમહીં વા રિપુસૈન્ય ઘેરે.
પ્રાણીતણું પીડન, વ્યાધિ અસાધ્ય વ્યાપે,
કંપે ધરા; વિપદની સ્થિતિ આ પ્રજાને. ૨૨૦

*

વિપત્તિ આ સમષ્ટિની પામેલા તુજ તાત ના,
નીચતા સ્વાર્થસાધુની દર્શે અજ્ઞ ફસાવતાં. ૨૨૧

*

મૂળો ન તોય ફળને દ્રુમ દે કદીએ ?
શું કાર્ય કારણ વિના પણ મૂર્ત થાયે ?
કેદી કરાય કળથી મુજને હમેશાં,
ના લગ્નજાળ તુજ તાતતણી ફસાવા ? ૨૨૨

છે કલ્પના મનુજના હૃદયે વસેલી,
જે આશતંતુબળથી નચવી રહેલી.
સ્વાધીનતા જનતણી ફળભોગમાં ના,
તો પામશે તુજ પિતા ગમતું, બને આ ? ૨૨૩

તું ઉદ્ધરી વિપદથી મુજ ભાગ્યયોગે,
તેવાં ટૂળી કંઈ જશે નિજ કર્મયોગે.
શાથી પ્રિયે ! નયનથી નીરખે અગાશી,
શું અશ્રુબિન્દુ ટપકે તુજ નેત્રમાંથી ? ૨૨૪

*

અશ્રુથી લાગણી મૂર્ત કરાયે જનથી, છતાં
નિર્માણ માનવીનાં, ના બદલી આંસુથી જતાં." ૨૨૫

*

ફિક્કાશ ઉષાતનમાં છવાયે,
તે ત્યાં કુમારી પતિને બતાવે.
ઝાંખા પ્રકાશે પુરદૃશ્યસ્થિતિ,
હમીર જોવા પળતો અગાશી. ૨૨૬

પ્રેમાર્દ્ર તોયે દૃઢતા પ્રકાશી–
શી કેશિનીના મુખથી રહેલી.

પદ્માક્ષીકેરાં નયને પ્રશાન્તિ
હમીર જોતાં વદતો પ્રફુલ્લી. ૨૨૭

*

"દેવી! ન મોહ ઘટતો સ્વજનોતણો, કે
શે વૃદ્ધિ કાન્તપર પ્રેમ તણી ન થાયે?
શું પ્રેમ દીર્ઘ સહવાસ બળે વધે તે?
વા સ્વલ્પ સંગ પણ પ્રેમ ઉરે ઝગાવે? ૨૨૮

*

કોમલાંગમહીં રાખ્યું સ્ત્રીએ હૈયું દુરાસદ,
અગમ્ય સર્વને તે શે થાય મારાથકી સ્ફુટ! ૨૨૯

*

ક્ષત્રાણીનું હૃદય દિવ્ય પ્રદેશ વાસી,
તે તું વરેણ્ય જીવને રહતી બતાવી.
અત્રે શિથિલ બનતી મુજ વર્તનેથી?
આત્માભિમાન પળતાં મુજ, રીઝ તારી? ૨૩૦

*

**કુમારી:**

ભક્તાત્મા નિજ લક્ષ્ય એક કરવા સેવી રહે ઇષ્ટને,
વા જ્ઞાનામૃતથી પ્રશાન્ત બનવા યત્નો કરે જ્ઞાની; કે
યોગી સાધન યોગનાં દમબળે સાધી ચહે પૂર્ણતા,
તે તો પ્રાપ્ત કરે સમર્પણબળે પ્રેમે સતી સ્વામીમાં. ૨૩૧

મોહે તો મહિલા ન મોહ કરતી આદર્શ પ્રેમે ગ્રહે
તે, સ્વામીસહચારથી હૃદયમાં વિશ્વાત્મસ્વાનુભવે.

જેની વૃત્તિસમસ્ત કેન્દ્ર કરતી કો એકમાં વિરમી,
ક્યાંયે તે વ્યભિચાર ભાવ કરતું સ્વપ્નું રહે નીરખી. ? ૨૩૨

યુદ્ધે સંશયવાસ છે વિજયમાં, ને દંડ દે શાન્તિ ના,
બુદ્ધિ સિદ્ધિ અચૂક અર્પી રહતી સંયોજશો તેહ ના ?
રંકે રત્ન કરાય પ્રાપ્ત પછી તે ના પ્રાણથી સાચવે ?
મારે યે ત્યમ છે ઉરેશ ! હૃદયે સેવાય ના ધૈર્યને ? ૨૩૩

ધારે છે પતિઅંગપ્રાણઉરનું સૌભાગ્ય ક્ષત્રાંગના,
તે શું કાગ ઉરાડવાસમ અહીં ફેંકાય ? જોવાય ના !
પ્રેમાત્મા પરબ્રહ્મનાં ઘટ થતાં પ્રેમાણુ પ્રાણેશમાં,
તેમાં વિકૃતિ થાય તેહ કલના પત્નીઉરે સહ્ય ના ? " ૨૩૪

આલંબી પતિસ્કંધ શીર્ષ, થડકા હૈયાતણા સંયમે,
તોયે કો નયનેથી બિન્દુ ગળતું તે ભેટમાં નાથ લે.
દૃષ્ટિ વક્ર કરી પ્રિયાવદનને પ્રેમાર્દ્ર આંખે જુએ,
આશ્વાસી કરથી, સુસ્વસ્થ બનતાં ઉલ્લાસથી એ વદે. ૨૩૫

*

હમીરસિંહ :

પાવિત્ર્ય નિત્ય ગહિલોતકુળે વસેલું,
તે ભર્ગ સહ્ય તવ ના પિતુએ થએલું.
તેથી કલંકતણું કાજળ ભેટ દીધું
ઉદ્વાહથી, તુજતણું હથિયાર ધાર્યું. ૨૩૬

*

આધીન છે અંકુશને ગજેન્દ્ર,
ને યુકિતને છે વશ વાઘસિંહ,
છે મંત્રને આધીન દેવ, તેમ
વંદે સદા દુર્જન દંડદેવ. ૨૩૭

*

રાજનીતિતણા જ્ઞાતા નીતિ ચાર પ્રકારની.
ગણાવે સામ ને ભેદ દાનની તેમ દંડની. ૨૩૮

*

છે સામ એ મધ્યમ માર્ગ, ભેદ
કનિષ્ઠ, ને નીચ ગણાય દાન.
છે કાર્યસિદ્ધિ સ્થિત દંડમાં, જે
દુષ્ટો દમી દે સુખ સજ્જનોને. ૨૩૯

*

શ્વશુરપક્ષનાં છિન્ન અંગોપાંગ રણે કરું,
ઋણતૃપ્તિ થતાં મારા ચિત્તમાં શાન્તિ હું ધરું." ૨૪૦

*

અત્રે સ્થાન દિગંતનું તજી ઉષા બારીથકી આવતી,
ને તે શું સર્વાંગમાં વિલસતી વ્યાપી કુમારી મહીં?
થાયે અંગ સુરક્ત, તેજ નયને, રેલે મુખે સ્મિત, ને,
વાણી સ્નેહભરી વહે, પણ વસ્યું ચાંચલ્ય તે કયાં જશે? ૨૪૧

*

કુમારી :

આયુષ્ય, લક્ષ્મી, અપમાન, મંત્ર,
શું કોઈ શિષ્ટે મુખથી વદાય?
ને આપતો હ્યાં તલવારતેજે,
પ્રકાશ ચાહો કરવા પ્રયત્ને. ૨૪૨

*

દંડ છે ધર્મનું રૂપ દંડવા દુષ્ટ દંડથી,
તજી દે દંડ રાજા તો હણાયે દંડહસ્તથી. ૨૪૩

સંકલ્પ સુરના સર્વે, બુદ્ધિમાન પ્રભાવ, ને
વિદ્વાનનમ્રતા, નાશ દુષ્ટોનો, ફળ શીઘ્ર દે. ૨૪૪

*

દે કાળને યે પણ ફેરવી જે,
નરેશ તે કારણ કાળનું છે.
જે સત્યનો યુગ સદા પ્રસારે,
તે દંડશક્તિ નૃપમાં નિવાસે. ૨૪૫

*

દેવી એ દંડની શક્તિ સ્થિત છે આપ હસ્તમાં,
દંડશો દુષ્ટને એથી નમું છું આપ પાદમાં. ૨૪૬

*

પ્રેરે સદા જો નૃપ ન્યાયસાથે,
તો દંડશક્તિ સહુ ભદ્ર સાધે.

શું દંડવાના મુજતાત ન્યાયે,
કે સત્ય સ્વાર્થે જનથી તજાયે? ૨૪૭

*

અગ્નિહોત્ર અને મૌન, વેદાધ્યયન, યજ્ઞ, એ
અભય સેવતાં આપે, તે દંભે ઘાતક બને. ૨૪૮

*

નિમિત્ત આ તો રણખેલ માટે
મારું કરાયે, ઉર અન્ય ના છે?
રહસ્ય ઊંડું હૃદયે છુપાવી,
બીજું રહો કારણ શે જણાવી? ૨૪૯

*

સત્યશક્તિ અને શૌર્ય સાહસ ક્ષાત્રઉરમાં
તજી તે, આપ ના ચાહો તાતઅક્ષેમ દ્વેષમાં? ૨૫૦

*

અનૃત શું ભૂષણમાં ગણાયું,
કે સત્ય એ દંભબળે પ્રકાશ્યું?
દર્શાવતો ભેદ અભેદ પ્રેમે?
નાઃ તો અહીં મૂર્ત કરાય શે તે?" ૨૫૧

જળેભર્યું કો છલકાય પાત્ર,
હમીરમુખે ત્યમ થાય હાસ્ય.
ઉત્ફુલ્લ નેત્રે પ્રતિ પ્રેયસીની
જોઈ રહંતાં કથતો વ્યથાને. ૨૫૨

*

હમીરસિંહ :

છે તું ધૂર્ત, ન તો વિશાળ મતિની, કે શક્તિ કો ઇષ્ટની
તુંમાં છે, નહિ તો વિશુદ્ધિ ઉરની અત્રે મને માપતી.
તેં તો સત્ય કર્યું પ્રિયે! કથન છે, મેં કેલવાડામહીં
નિદ્રા ના સુખથી ગ્રહેલ નિશમાં હૈયાતણા દાહથી. ૨૫૩

*

ચિત્તોડરક્ષણ ચહી ગહિલોતકુળ-
હોમી પિતામહ રહે સહુ યુદ્ધયજ્ઞ.
ને પદ્મિની પુનિત જે કુળપુણ્યમૂર્તિ,
તે કૈં સહસ્ર સહ હ્યાં અનલે શમાતી. ૨૫૪

*

ક્ષીણતા સૂર્યને ચંદ્રે ક્ષીણતા નિત્ય જીવને;
માત્ર સ્વાર્પણની શક્તિ પામે વૃદ્ધિ દિને દિને. ૨૫૫

*

ક્રીડાંગણું સ્વાધીનતાતણું જે
તપોધનોનું તપ ધારતું જે,
આત્મજ્ઞનાં ઓજસ અર્પતું જે
મેવાડ આ તે અરિથી ખૂંદાયે! ૨૫૬

સીતા હરાતાં સ્થિતિ રામચંદ્રે,
કે પાંડવોને કુરુની સભાએ,
દહી રહે જે ઉરદાહ; તેવી
છે જ્વાલ મારા હૃદયે રહેલી. ૨૫૭

*

દાહની શાન્તિઅર્થે મેં સ્વીકાર્યું લગ્ન શત્રુની-
પુત્રીનું, જે ભણાવે છે અત્રે સેવન શાન્તિનું." ૨૫૮

*

જેવું પ્રસ્ફુટ થાય કંજ રવિના રશ્મિતણા દર્શને,
તેવું ચેતન સ્ફુર્તિ અર્પી દલમાં શોભાવતું દંડને.
અત્રે પદ્મસમા કુમારીમુખની સુરક્ત દંતાવલી-
જાણે હાસ્યથકી પ્રતીક પતિનું પ્રત્યેકમાં દર્શતી. ૨૫૯

*

કુમારી:

ટાળવા કર્મના દોષો તીર્થયાત્રા કરે જન,
ચિતોડપ્રાણુતીર્થે, આ કહો છો સત્ય આશય? ૨૬૦

*

રક્ષાસ્થળો રિપુતણાં ત્યમ શક્તિ તેની-
જોવાય, લગ્ન કરતાં ગૃહમાં પ્રવેશી.
ને કાકતાલીયસમી સ્થિતિ જો મળી, તો
લેવા ચહેલ કૃતિથી ઉપયોગ તેનો. ૨૬૧

*

બુદ્ધિથી, બાહુશક્તિથી, પ્રપંચે તેમ દુઃખથી-
પમાતી કાર્યસિદ્ધિમાં, શ્રેષ્ઠ છે પ્રાપ્તિ બુદ્ધિની. ૨૬૨

જાતિ, આયુ વળી ભોગ, પ્રવૃત્તિ પ્રકૃતિ અને
શક્તિ, સંસ્કાર એ સર્વ; પ્રારબ્ધ જન્મથી ધરે. ૨૬૩

*

વાણી વિચાર ત્યમ વર્તન ભિન્ન રાખે,
તો ક્ષાત્રથી પણ વિભૂષિત શું થવાશે?
જેનાં રમાહૃદય ભૂષણ નિત્ય ધારે,
તે આપને પ્રિય થતાં મુજને તજી દે.” ૨૬૪

*

કુમારી કંપતાં હાસ્યે રકત મુખ થઈ જતું
નેત્ર આર્દ્ર થતાં જોઈ હાસ્ય સ્વામીથકી થતું. ૨૬૫

*

હમીરસિંહ:

રાખી રહસ્ય હૃદયે, મનથી વિચારે
તેમાંય સ્પર્શ નવ સત્યતણો થવા દે.
વાણી વળી પ્રવહતી દિશ કો ત્રીજી, ને
સ્ત્રી તો ચતુર્થ સ્થિતિ વર્તનથી જણાવે. ૨૬૬

*

શાસ્ત્રદ્રષ્ટા જણાવે છે અવસ્થા ત્રય જીવની,
ગમ્ય ના તેમને સ્ત્રીની સ્થિતિ ચાર હશે થઈ. ૨૬૭

*

નિત્યે રહે સમરસાત્મક ઉરમાં, તે
સ્વાનુભવી પણ જુદા વ્યવહાર ધારે.
છે દેહના અવયવો પ્રિય સર્વ તોયે
તું ભેદને જીવનથી ભજતી નહિ કે? ૨૬૮

જ્યાં દેશ કાળ સ્થિતિ પાત્ર જુદાં મળે છે,
જ્યાં સ્વાર્થતંતુ સહુના સહુ ગૂંચવાયે.
તેમાં સળંગ કરવા નિજ તંતુ યત્નો
સેવાય, કંપહીન તંતુ મળે પછી ત્યાં? ૨૬૯

બાલાર્કની કિરણભેટ ગ્રહી રહેલું,
જો હાસ્યથી સ્ફુટ થતું મુખપદ્મ તારું.
બારીથકી નગરદૃશ્ય હવે જણાશે,
જોતાં પ્રફુલ્લ બનશે મન આપણાંયે." ૨૭૦

*

આલંબ ધારી પતિસ્કંધ, હસ્તે
દર્શાવતી છે સ્થળ ધામ સર્વે.
ઉત્ફુલ્લ નેત્રે નીરખે હમીર,
કો દૃશ્યથી ત્યાં વપુકંપ થાય. ૨૭૧

તલ્લીન પત્ની પતિહર્ષઅર્થે,
ત્યાં કંપ પામ્યો કર, શે વિચારે.
દૃષ્ટિ જતાં નાથમુખે જુએ છે,
જ્યાં રોષનો રંગ પ્રસાર પામે. ૨૭૨

સ્વાભાવિકા માર્દવથી ભરેલ,
ફેવો ફરંતો કર સ્વામીપૃષ્ઠ.
હમીર ધારી સહસા પ્રશાન્તિ,
સહાસ્ય પત્ની પ્રતિ ત્યાં વદે છે. ૨૭૩

*

હમીરસિંહ :

અકંપ કાલવાયુથી પુષ્પ શાં ઉર, વજ્રનાં
ધારતી અંગ એવી ક્યાં થઈ કૈંક કુલાંગના. ૨૭૪

તું છે ચૌહાણની પુત્રી ને રાજ્ઞી વીરશ્રેષ્ઠની,
નિર્ભય સ્થાન આ તોયે ભીતિની સંગિની થતી. ૨૭૫

*

કુમારી :

આકાશના ગૃહથકી ચપળાનિપાત
થાતાં, ધરાતળતણાં બદલે સ્વરૂપ.
મેં રોષની ચમકને મુખ આપનામાં
જોઈ, થઈ સભય કે પડશે કશામાં ? ૨૭૬

વિક્ષેપ દૃશ્ય મુજને નહિ છે જણાયું,
શાથી સકંપ તન આપતણું થએલું ?
પ્રાકાર ચંડ દૃઢતા દરશે દિગંતે,
તે ભવ્યતા ઉરપ્રફુલ્લ કરે નહિ કે ? ” ૨૭૭

*

પ્રેમાર્દ્ર દૃષ્ટિથી જોઈ પત્નીની અજ્ઞતા રહ્યો,
વ્યથા સર્વે છુપાવી ને સ્નિગ્ધ વાણી કરી વદ્યો. ૨૭૮

*

હમીરસિંહ :

ધારે સ્વાર્થ પિશાચનો હૃદયમાં કો રાક્ષસી લોભથી,
તેનું મૂર્ત પ્રતીક તાત તુજ, તે દર્શી પતાકા રહી.

ધારે જેહ વિધર્મી શત્રુપદની શીર્ષે વિદેશી ધૂલિ,
તેવા જાતિ, સ્વધર્મ દેશરિપુ હ્યાં રક્ષી ધ્વજા એ રહી. ૨૭૯

*

ફણા પ્રસારી રહતાં સુખેથી,
કો સર્પ લીલો ઉભતો બળેથી,
ડોલી રહે અંગ ઉપાંગમાંથી,
એ વૈજયંતી ત્યમ ના જણાતી ? ૨૮૦

*

લીલા એ ધ્વજમધ્ય અર્ધશશી શો શોભી રહ્યો સ્વર્ણનો,
કેવો દંડ પ્રચંડથી ફરકતો મારુતથી ગર્વમાં.
વ્યાપ્યા પાવકના પટે પ્રસરતું લીલું કદી યે હશે ?
ના, સીસોદિયવંશસ્વાર્પણતણી જ્વાલે થશે ભસ્મ એ. ૨૮૧

ખીલે આજ નવીન પદ્મ રવિનું જો વ્યોમકાસારમાં,
મારા યે હૃદયે ત્યમે સ્ફુટ થતું આશાતણું પદ્મ હ્યાં.
આશાસૂર્યપ્રકાશ ઉર પ્રસરી ઉત્સાહરશ્મિથકી
લોપી સર્વ તમિસ્ર, અંગઅણુમાં વૃદ્ધિ કરે શક્તિની." ૨૮૨

*

પ્રફુલ્લતાનાં પરમાણુ જાણે,
સ્વામીમુખે ઘટ્ટ થઇ રહ્યાં, ને
મુગ્ધાતણું યે ઉર મુગ્ધ દૃશ્યે,
ત્યાં દ્વારથી મંદ અવાજ આવે. ૨૮૩

*

દ્વારે જતી ત્વરિત એ પરિચારિકાના
પામી પ્રણામ, સુણવા સહ કૈંક આજ્ઞા
દેતાં, વળી પતિપ્રતિ મુખ હાસ્યપૂર્ણે,
સૌન્દર્ય મૂર્ત કરતાં વદતી વળી કૈં. ૨૮૪

*

કુમારી :

ઊભા રહે પદતણું તપ ના ગણાતું,
ને કાર્યપૂર્ણ સ્થિરતા વિણુ ના કરાતું.
અંધાર વિસ્મૃત કરી દુઃખની નિશાનું,
વીરો ગએલ પળ ના સ્મરતા સુણાયું. ૨૮૫

વ્યાપ્યું દૃઢત્વ મુખમાં, નયને પ્રકાશ,
જોવા છતાં ન સ્થિરતા ઉરમાં જણાય.
માતંગ દંત જયમ જુદા જનને જણાય,
પ્રાણેશ ! તેહ સ્થિતિની સ્મૃતિ શે અપાય ? ૨૮૬

*

પ્રેમને પામતાં કો બે પ્રેમી અસ્પૃશ્ય ભેદથી;
ભેદ ત્યાં પ્રેમ આભાસ, પ્રેમ પ્રાપ્ય અભેદથી. ૨૮૭

*

હમીરસિંહ :

માયા ન શંબરમહીં, બળિમાં નહિ, ને
જે ના મળે નમુચિમાં, રમણીમહીં તે.

ના, તો લલાટમુખમાં શિશુ અજ્ઞતાને
દર્શાવતી, પણ કંઈ હૃદયે છુપાવે." ૨૮૮

*

નેત્ર ચારે થતાં એક જતાં ઉન્મેષ એ ભૂલી,
હસ્યાં સાથે, જતી વાણી સ્વામીના મુખથી સરી. ૨૮૯

*

"સંસારકેન્દ્ર રહતું સ્થિર ભેદમાં, ને
છે પ્રેમનું હૃદયમાં સ્થિર કેન્દ્ર નિત્યે.
વૈષમ્યપ્રાણ વ્યવહારતણો, સમત્વે
છે પ્રેમપ્રાણ, જન સ્વાનુભવી કથે એ. ૨૯૦

*

પ્રેમની એકતા જેવી લગ્નની મધુરાત્રિને,
શોકથી ઉજવાવી તેં નિરાહાર રહ્યા મને. ૨૯૧

સેનાધ્યક્ષ ત્યમે મંત્રી, કર્મચારી વળી બીજા-
આવશે વંદવા, મારે ધારવી ચિત્ત સ્વસ્થતા." ૨૯૨

લજ્જા માધુર્યના રંગ કુમારી મુખ વ્યાપતાં,
મધુરા હાસ્યનો મિષ્ટ શમે છે રવ ખંડમાં. ૨૯૩

*

**કુમારી:**

દાતાર તો નિજતણું સઘળું દઈ દે,
લેનારને સમજવું ક્યમ જીરવાશે!

જાણું વૃકોદરક્ષુધા ક્યમ આપની હું!
તોયે અહીં શમવવા ઘટતું વિચાર્યું." ૨૯૪

*

બે એક નિસ્યંદન થાય જેમ,
છે હાસ્ય સંમિશ્રિત અત્ર તેમ.
રાત્રીતણું એ દુઃખ ગંગનીર
જેવું થઈ દે ઉર હર્ષછોળ. ૨૯૫

*

"જાતું ઘટી સચિવનું કંઈ કાર્ય હુંથી,
સેનાની તાતસદને પણ લ્યો પ્રશાન્તિ.
ભૃત્યો ચહે ત્વરિત જો પ્રભુપાદઅર્ઘ્ય,
તો યોગ્ય આદરતણી સ્મૃતિ છે અપાઇ. ૨૯૬

આપત્તિ એ મનુજના તજવી પ્રભેદો,
સંયોજતી હૃદયના વિખુટા સંબંધો.
આપત્તિ પિતૃઉરની પણ અત્ર કેવી,
સંયોજતાં ઉભયને દુઃખ સર્વ લેતી. ૨૯૭

*

તાતનું સુણતાં નામ પામી સંકોચ ભ્રૂ રહે,
સ્ફુર્ણો બાહુમાં જોઉં હજુ શું રોષ ના પળે?" ૨૯૮

*

**હમીરસિંહ:**

પામ્યા રત્ન અમૂલ્ય સિન્ધુમથને સંતોષ ના તોય લે,
અંતે ત્યાં કર કાળકૂટ ચઢતું તે લાભ શું કોઈ લે?

સ્વાર્થાન્ધો ઉપહારમાં ગરલ એ દે ઈષ્ટ શ્રીશંભુને,
તેમાંના તુજ તાત! અત્ર સ્મરણે અર્પી રહે રોષને. ૨૯૯

જેને નિત્ય અધર્મ ધર્મરૂપ છે શત્રુત્વ સદ્ગુણથી,
જે કો'નાં સુખશાન્તિ શ્રાવ્ય કરતાં સંતપ્ત ઈર્ષ્યાથકી.
જેને છે ધન શક્તિ બુદ્ધિ, હરવા કલ્યાણ સૌ અન્યનું,
તેવા દુર્જન કોઈના સ્મરણથી શે સ્વાસ્થ્ય ધારી રહું? ૩૦૦

વિષ્ણુ માર્દવ જેહનું કર ધરે પદ્માલયા આસન,
જેને ભક્તજનોતણા શિરસટે સત્કારતા શ્રીશિવ;
તેવું પંકજ કીચમાં પ્રભવતું તોયે જનો વંદતાં–
સ્વીકારે, ત્યમ તું રહી મુજઉરે, ના અન્ય હો સહ્ય ત્યાં. ૩૦૧

છે મેવાડસ્વરૂપ અંગ મુજનું, ચિત્તોડ એ પ્રાણ છે,
તેના સ્પંદબળે સજીવન રહ્યું હૈયું ચહે ઈષ્ટને.
શોભાવા વપુને ભુજા નવ રહી સંયોગ તે દર્શશે,
વ્યોમેથી રવિદેવ તેહ નીરખી ઉચ્ચારશે ધન્ય છે! ૩૦૨

*

સ્વાધીનતા કુળતણી મુજ ઈષ્ટ દેવી,
સ્વાતંત્ર્ય એ જીવનની મુજ ઈષ્ટસિદ્ધિ.
છે ધૈર્ય સાહસ અને મતિ ભૃત્યશક્તિ,
સંયુક્ત તે લય થઈ મુજમાં રહેલી. ૩૦૩

*

તજીને સંગ હું તારો પામવા આપ્તવર્ગનો–
ચહું, ત્યાં નિશ્ચલા છે તું શું આ પ્રસંગ હાસનો? ૩૦૪

*

કુમારી:

સ્વાધીનતા નિવસતાં વપુમાં મળી, કે
સ્વાતંત્ર્ય પ્રાપ્ય મનપાલિત ધર્મથી છે?
સ્વાધીનતા અહમના ગૃહમાં વસેલ?
ના, વિશ્વપ્રસ્નવ પરાધીનતા પ્રવાહ. ૩૦૫

આશ્ચર્ય આપમુખમાં ઉભરે સુણી શે?
આવું કહું, પણ તજે સ્મૃતિ એ વ્યથા છે.
જે સપ્ત ધાતુ વપુમાં, રિપુમાં રહી તે
છૂટી કર્યે, રસિકતા ઉરની જણાશે? ૩૦૬

*

શ્રદ્ધા યત્ન અને ધૈર્ય, આ સાધન બુદ્ધિતણાં;
દ્રવ્ય પ્રાણ વળી લોહી, બળની હિમ્મત ન્યૂન ના! ૩૦૭

સદ્ભાવ દર્શાવા તાત કહેશે વર માગવા,
ભાગ્ય છે આપણું તાયે, અવજ્ઞા લેશ થાય ના. ૩૦૮

*

જે તાતરાજરથવાહકના નિયંતા
સામંત, મંત્રીપદ જલધર છે રહેલા.
મંત્રીમહીં નિવસતી અતિ તીવ્ર બુદ્ધિ,
તે મંત્રી ચાહ કરશો પિતુપાસ સ્વામી. ૩૦૯

*

વિના યુદ્ધ, વિના રક્ત, વિના બાહ્ય પ્રયાસ, એ
મંત્રી સમય સ્વલ્પેથી ચિત્તોડે અભિષેકશે. ૩૧૦

*

ના વૈદ્ય કે ઔષધ પુણ્યકર્મો
ના હોમમંત્રો અભિચારયોગો-
રક્ષી રહેતાં; પળવાર જ્યારે
બુદ્ધિતણું બાણ અમોઘ છૂટે. ૩૧૧

*

ચાણુક્યબુદ્ધિના બાણે નંદવંશ નિપાતને-
પામતો, તોય ના બિન્દુ એકે રક્તતણું પડે. ૩૧૨

પિતૃના પક્ષનું લોહી જો કે મોંઘુ નથી, છતાં
સસ્તું સીસોદિયારક્ત કરાયે કેમ લેશ હ્યાં." ૩૧૩

*

એ કેશિની અલકથી અનિલે રમાતું,
ને સ્પર્શતું અરુણથી મુખ પ્રેયસીનું.
આવી પ્રકાશ દયિતામુખને ઝગાવે,
ને તેહથી સ્વઉર શું પરિવર્ત પામે? ૩૧૪

*

આનંદ સર્વે ઉરમાં છુપાવી,
બિરાજતી સંમુખ મીટ માંડી.
ઉલ્લાસથી નિગ્રહબંધ તૂટે,
ત્યાં તો ટકોરા શ્રવણે સુણાયે. ૩૧૫

*

પ્રેમસૌહાર્દનું સુધા છલે ઉરે હમીરને,
જુએ એકાગ્ર દૃષ્ટિથી સુન્દરી પ્રેમસિક્તને. ૩૧૬

*

પર્ણે કો રસવેલ પુષ્પ છુપવે હર્ષ ત્યમે ગોપવી,
લાજે કરિણી ચાલથી ત્યમ જતાં દે દ્વાર ખુલ્લું કરી.
દાસીથી થઇ જ્ઞાત, નાથ પ્રતિ એ આવી કટાક્ષે વદે,
'ચાહી દર્શન આસ, ભ્રાત મુજ સૌ નીચે જુએ રાહને.' ૩૧૭

હમીરસિંહ:

કલ્યાણી! તુજ અંગપદ્મ વિકસી આનંદની પાંદડી,
સાથે વ્યાપ્ત થતી સુગંધ શુચિની તારી દશેન્દ્રિયથી.
જોતાં આ મમ દાહ માત્ર શમતો પ્રાણેશ્વરી તુંજથી,
આપદ્ધર્મની જ્યોત મુજ ઉરમાં દે શાન્તિસંજીવની. ૩૧૮

યુદ્ધે માનવ દૈત્ય સ્યંદન રહી શસ્ત્રાસ્ત્ર વર્ષાવતાં,
તોડે વર્મ પરસ્પરે રુધિરનાં છંટાય જ્યાં છાંટણાં.
ક્યાંથી શુદ્ધિ રણાંગણે નિજતણી જ્યાં યુદ્ધ એકાગ્રતા,
ત્યાં ભાગી રથની ધરી, દશરથે ના ભાન શત્રુ વિના. ૩૧૯

શત્રુશસ્ત્રપ્રહાર પુષ્પ પડતાં માની, રથેથી કૂદી,
કૈકેયી કરનો ધરા બનવતાં સ્વામી થતા વિજયી.
અર્પે બે વર તુષ્ટ નાથ! ગ્રહતી, એ પ્રેમમાં ભેદ ના?
તેં તો પ્રેમ બળે જીત્યું હૃદય આ, જો શેષ છે અર્પવા? ૩૨૦

શોષે સૂર્ય નિદાઘમાં જળ છતાં જાણે ન સંકોચ જે,
કે લાવે જળરેલ સર્વ સરિતા તોયે ન છે પૂર્ણ જે,
તેવા સિન્ધુ સમાન પ્રેમઉદધિ જે મત્સ્ય શું ખેલતું,
તેને દ્વંદ્વથકી સદા પર કરે પ્રાબલ્ય એ પ્રેમનું." ૩૨૧

*

ઘોર અંધારમાં દીપ દૂરથી દૃશ્ય જે ધરે,
પત્નીના મુખમાં તેવું થાતું મૂર્ત હમીરને ૩૨૨

*

**કુમારીઃ**

શીર્ષે કરાશે નગરાજ ચૂર્ણ,
કે સિન્ધુને બાહુબળે તરાય?
વા વારિદોરે જન વ્યોમ જાશે?
ના; પ્રકૃતિ તો જિતશે પુરુષે? ૩૨૩

*

ઉલટા લોકરીતિથી ધારા શાશ્વત પ્રેમના;
જેહમાં જિત એ હાર ગણાયે હાર જિતમાં. ૩૨૪

*

હારી જઇને વિજયી થવાનો,
શો પંથ આપે દુઃખથી ગ્રહાયો.
પોતાતણા બિન્દુ સમાન દુઃખે,
નિમગ્ન સ્વાર્થી પરનાં જુએ કે? ૩૨૫

ભ્રાતા વધૂઓ સહ સૌ સખીની,
આજે હશે ભેદક વ્યંગવાણી
મને, છતાં એ દુઃખને ઉપેક્ષી,
પોષાક સામે ક્યમ જાય દૃષ્ટિ? ૩૨૬

*

અલ્પાહારતણું કાર્ય હજુએ અત્ર શેષ છે,
અતૃપ્ત જઠરાગ્નિથી જવાનું કેમ પ્રિય છે?" ૩૨૭

*

આકાશ કેરા સર બીજચંદ્ર-
સરોજની પ્રસ્ફુટતા જણાય.
છે દીસ તેવાં મદથી ભરેલાં,
મસ્તીભર્યાં એ નયનો નમેલાં. ૩૨૮

*

**હમીરસિંહ :**

જેતાતણા વિજયના સઘળા પ્રયોગો,
પૂરા અહીં થઇ જશે ભય તે જણાયો.
તેથી ત્વરા સ્વજનને મળવા કરાયે,
તુંથી હવે કમલમેર જઈ ભણાશે. ૩૨૯

*

આંચે ફરી કનકનું જયમ રૂપ જાતું,
તેવું કરે હૃદયનું દુઃખનો કૃશાનુ.
સર્વે અહંમમતણા મળ બાળતાં એ,
તેજસ્વીતા પુનિત જીવનમાં પ્રસારે. ૩૩૦

*

મારું આ ઉર હો વિલીન તુજમાં, તારું ત્યમે મુજમાં
થાતાં, નિત્ય સમષ્ટિ પ્રાણ ધરતાં જીવાય સર્વાત્મમાં.
સાધી ઐકયબળે સ્વશ્રેય, સહુને કલ્યાણ તે અર્પવા,
ને સર્વાત્મસ્વરૂપમાં વિલસવા આપત્તિની યોજના." ૩૩૧



# ટિપ્પણ



શ્લોક. ૨. સૂર્યના તેજ:પુંજને કોણ આવરે છે? રાત્રી-પોતાના નેત્રમાં આંજતાં બાકી રહેલા કાજળથી અથવા તો હૃદયમાં રહેલા ઇર્ષ્યારૂપી અંધકારથી. ૩. સર્વાંગે અંધકારનો લેપ કરી પસાર થતી અને યૌવનદશા અનુભવતી રાત્રીએ પહેરેલા અંબરમાંના બુટ્ટાઓ કયા? તારલાઓ. (સજીવારોપણ તથા અંબર ઉપર શ્લેષ.) ૪ થી ૬. શાસ્તા-રાજા. મહેલનું વર્ણન. ચંદ્રશાળા--અગાશી. ખંડમાંથી આવતું તેજ વિસ્તરવાથી ઝાંખું બને છે. ૭. મહેલની અગાસીમાં એક યુવક ફરી રહ્યો છે. ૯. તેની મુખમુદ્રા શાન્ત દેખાય છે છતાં સમુદ્રમાં છુપાએલા વડવાનળની માફક તેના હૃદયમાં કંઇક વ્યથા છુપાએલી છે. ૧૦. કોઇ અગમ્ય કારણથી તેનાં નેત્રો લાલ છે. ૧૧. તેનું મુખ વીરત્વનું ધામ છે અને હૃદયમાં વજ્ર જેવી શકિત ભરેલી છે તે જાણે પ્રકાશનું રૂપ લઈ ભાલમાં પથરાઇ રહેલી છે. ૧૨. શરીર ઉપર ઘાનાં ચિહ્નો છે. ૧૩. મીંઢળ તાજુંજ લગ્ન સૂચવે છે છતાં હૃદય ઊંડા શોકથી તપી રહ્યું છે. (વિરોધાભાસ.) ૧૪. દેહ ઉપર સર્વ શુભસૂચક ચિહ્નો છે પરંતુ હૃદયમાં શાંતિ નથી. ૧૫. ચિત્ત અસ્વસ્થ હોય

તો શીતળ વાયુની લહરીઓ પણ અસહ્ય થઇ પડે છે. ૧૬. યુવક હૃદય મંથન અનુભવે છે. ૧૭. જડ અને ચેતન સર્વેને મર્યાદા છે. સહનશક્તિને પણ મર્યાદા હશે ને? ૧૮ થી ૨૨. વિચારોના દબાણથી યુવક એકલો હોવા છતાં બોલુંબોલું થઇ રહ્યો છે. અગાશી ઉપર ફરતો યુવક હૈયારખી (છાતી ટેકવી ઉભા રહેવાય તેવી ચણેલી ભીંત અથવા ઓટલી) ઉપર હાથ ટેકવી કલ્પનાના ઘોડા દોડાવે છે અને આંતરવેદનાના ઉભરા ઠાલવે છે. ૨૩. યુવકના પૂર્વજો સૂર્યવંશી હતા. સ્વાર્પણ સૂર્યવંશીઓનો ધ્રુવતારલો. યુવકને પોતાનામાં સ્વાર્પણની ખામી લાગતાં, પોતાને કુળને કલંક રૂપી ગણી પૂર્વજોને તેના પ્રાણ લેવા નોતરે છે. ૨૪. ચિતોડ સૂર્યવંશીઓની માતૃભૂમિ તે ચિતોડ દુશ્મનોએ કબજે કર્યું છે. ચિત્તોડના કિલ્લાનો રંગ રાતો છે. તેમજ સૂર્યવંશીઓએ પોતાના લોહીનું બલિદાન આપી તેનું રક્ષણ કરેલું. યુવકને એકજ ચિન્તા છે કે એ ચિતોડ દુશ્મનોના હાથમાં સ્થિર થઇ ને કેમ રહ્યું છે. ૨૫. તે ચિતોડના ઉદ્ધારની આશાથી અશ્રુની અંજલિ અર્પણ કરે છે. ૨૬. અલ્લાઉદ્દીનને સંબોધીને કહે છે કે પોતે યુવક—જેનું નામ હમીર છે—તે ફક્ત અલ્લાઉદ્દીનને શિક્ષા કરવાજ જીવી રહ્યો છે. ૩૪. હમીર કહે છે કે જે સૂર્ય સર્વને પ્રકાશ અને ઉષ્મા આપનાર છે તેનાજ વંશમાં અંધકાર—પરવશપણું—શાથી? ૩૫. જે વંશમાં હરિશ્ચંદ્ર— સત્યવાદી અને ટેકીલો—થઇ ગયો તે વંશની કીર્તિને પોતે કલંકિત તો નહિ કરે ને? ૩૬. જેના નામે પત્થરો તર્યા તેવા રામના વંશમાં શું પોતે કુલાધમ પાક્યો એમ જાણી શત્રુઓ હસતા નહિ હોય! ૩૭ શૈલરાજ—બાપા રાવળ ચિતોડમાં સૂર્યવંશનો સ્થાપક તેમને ઉદ્દેશીને આ શ્લોક. છે પોતાના પિતૃપુરુષની રાજધાની ગીજનીનગર જે મ્લેચ્છ રાજાના કબજામાં હતું તે તેણે છોડાવ્યું

હતું. ૩૮. નિઃક્ષાત્રરામ–પરશુરામ, તેમણે પૃથ્વી એકવીસવાર નક્ષત્રી કરી, ખુમાનસિંહે ચોવીસવાર શત્રુઓ સાથે યુદ્ધ કર્યું. ઉદેપુરમાં હજી પણ કોઇ છીંક ખાય અથવા ઠોકર વાગે તો સાથેનો માણસ "ખુમાન તારી રક્ષા કરો" એમ બોલે છે. ખુમાનસિંહે એવું અદ્‌ભુત વીર્ય બતાવેલું કે આવા પ્રસંગોએ તેનું નામ ચિરસ્મરણીય બન્યું છે. ૩૯. આ શ્લોક સમરસિંહને સંબોધે છે. સમરસિંહ ખરેખર યોગી હતો. તેનું આસન વ્યાઘ્રચર્મ હતું. મસ્તક ઉપર જટા રાખતો. અંગે વિભૂતિ ચોળતો. હમીર તેને ઉદ્દેશીને કહે છે કે જ્યારે મ્લેચ્છો ચિતોડને અપવિત્ર બનાવે છે ત્યારે કુળ ઉપરની કૃપાને સમાધિ આપવી શું યોગ્ય છે? ૪૦. કર્મદેવી–સમરસિંહની પત્ની પૃથા જેણે કુતુબુદ્દીનને યુદ્ધમાં જખમી કર્યો હતો. ૪૧ થી ૪૩ મધ્ય રાત્રી પુરી થતાં ચોઘડીઆં વાગ્યાં. તે વખતે પગમાં જેણે ઝાંઝર પહેરેલાં છે તેવી એક યુવતી તે ખંડમાં દાખલ થઇ. તે સુંદરીના શરીરની સૌરભ ખંડમાં ફેલાઇ રહી. તેના મુખચંદ્રથી દિવાઓ પણ ઝાંખા પડી ગયા. ૪૪. પીયળ–કપાળમાં કરવામાં આવતી કંકુની આડ. ૪૫ મરાળી–હંસી. ૫૪. બાદલસિંહ–ભીમસિંહની પત્ની પદ્મિનીનો ભાઈ. અલ્લાઉદ્દીન સ્વચ્છ દર્પણમાં પદ્મિનીના મુખનું પ્રતિબિમ્બ જોઇ પોતાની છાવણી તરફ પાછો ફરતો હતો. ભીમસિંહ તેની સાથે હતો. માર્ગમાં અલ્લાઉદ્દીને કપટ કરી ભીમસિંહને કેદ કરી પોતાની છાવણીમાં મોકલી દીધો અને જાહેર કર્યું કે ભીમસિંહને છોડાવવો હોય તો પદ્મિની સોંપી દો. પદ્મિનીએ યુક્તિ રચી અને કહેવડાવ્યું કે પોતે જે દિવસે અલ્લાઉદ્દીન પોતાના દેશ તરફ જવા નીકળે તે દિવસે પોતાની સખીઓ સાથે તેને મળશે, પરંતુ એકવાર તેને ભીમસિંહ સાથે વાત કરવા દેવી. નક્કી કરેલ દિવસે સાતસો

પાલખીઓ સશસ્ત્ર વીરો સાથે છાવણીમાં ગઇ. પદ્મિનીને મળવા નીકળતો ભીમસિંહ એક પાલખીમાં બેસી પલાયન થઇ ગયો. અલ્લાઉદ્દીનને ખબર થતાં યવનો અને રજપુતો વચ્ચે યુદ્ધ જામ્યું. તેમાં બાર વરસની ઉમ્મરના આ રજપુત બાળક બાદલસિંહની વીરતાએ યવન યોદ્ધાઓને દર્પભંગ કર્યા. આ બાદલસિંહને હમીર યાદ કરે છે. ૫૬. કવિ પદ્મિનીને વિદુષી કહે છે તે ઉપરના દૃષ્ટાંતથી સમજાશે. ૫૭. હમીર પોતાની માતાને સંબોધે છે. હમીરના પિતાનું નામ અરિસિંહ. આ અરિસિંહ યુવાવસ્થામાં એકવાર શિકાર કરવા ગએલો. ત્યાં એક ડુક્કર ઉપર તેણે નિશાન તાક્યું પણ તે નિષ્ફળ ગયું. ડુક્કર એક મકાઇના ખેતરમાં પેસી ગયું. આ ખેતરનું એક યુવતી રક્ષણ કરતી હતી. તેણે મકાઇના એક રાડાને તીક્ષ્ણ અણીદાર કરી તેનાથી તે વરાહને વીંધી નાંખ્યું. આથી અરિસિંહ પ્રસન્ન થયો. આ યુવતીએ જ નાખેલા એક ઢેફાથી રાજકુંવર અરિસિંહનો ઘોડો ઘાયલ થઇ ગબડી પડ્યો હતો. ત્યાર પછી અરિસિંહ અને તે યુવતીનાં લગ્ન થએલાં. તેમનો પુત્ર તે હમીરસિંહ. ૫૯. સ્થાલીપુલાકન્યાય–રાંધેલું અન્ન ચઢ્યું છે કે નહિ તે એક દાણો દબાવી જોવાથી માલૂમ પડે છે તે ૬૨. થી ૬૪. હમીરની મર્મવાણી સાંભળી કંપી ઉઠેલી કુમારી પોતાની જાતને સ્વાર્થી સંબંધીઓના વનમાં ઉગેલી ઝેરીવેલ સાથે સરખાવે છે અને વિચારે છે કે શું આ જાતના ખેલ પોતાના જ લલાટે લખાયા હતા કે બીજી કોઇના લલાટમાં હશે ? ૬૬ થી ૬૯. દિલ્હીશ્વરે ચિતોડ કબજે કરી, માલદેવ ચૌહાણને ત્યાંનો સૂબો નિમ્યો હતો. હમીર કૈલવારામાં રહેતો હતો. ચિતોડરક્ષક માલદેવે કૈલવારાવાસી હમીર સાથે પોતાની પુત્રીનો વિવાહ સંબંધ જોડવા કહેવડાવ્યું. ક્ષત્રિય જાતિના દ્રોહી અને શત્રુઓનાં પગરખાં ( ઉપાનો ) થએલા

માલદેવ ચૌહાણ માટે હમીરના મંત્રીઓને પ્રપંચનો સંદેહ ઉત્પન્ન થયો. હમીરે કહેણ સ્વીકાર્યું અને લગ્ન કરવા સમયે પ્રયાણ કર્યું. પરંતુ વિવાહસૂચક કોઇપણ ધામધૂમ નહિ જોવાથી હમીરને મંત્રીઓનાં વચનમાં કંઇક તથ્ય લાગ્યું અને તેથી રાત્રે જ નિશ્ચય કર્યો કે ચૌહાણોનો નાશ કરવો. ૭૨ થી ૭૫. કુમારીને હૃદયમંથન અસહ્ય થઇ પડતાં, તે કંઈક લવવા લાગી અને ભોંય ઉપર પટકાઇ પડી. રામનામ પોકારતા ગજની મદદે દોડેલા અવ્યક્ત ઇશ્વરની જેમ હમીર તરતજ આશ્વાસન માટે તેની પાસે દોડી ગયો. ૭૬. વત્સરો—વરસો. ૮૪. આ શ્લોકમાં રાણાજી એટલે હમીરના દાદા લક્ષ્મણસિંહ. તેમને ચિતોડની અધિષ્ઠાત્રી દેવીએ રાજમુકુટધારી બાર રાજપુત્રોને ચિતોડની રક્ષા માટે યુદ્ધમાં હોમવા જણાવ્યું હતું. લક્ષ્મણસિંહે પોતાની જાત અને પોતાના બાર પુત્રોમાંથી અજયસિંહ સિવાય અગીયાર એમ કુલ બાર રાજાઓનો ભોગ આપેલો. ૮૬ થી ૮૭. અજયસિંહે કમલમેરમાં ગાદીસ્થાપી હતી. ત્યાંથી પોતાના મોટાભાઈ અરિસિંહના પુત્ર હમીરને, તેના મામાને ઘેરથી તેડાવી પોતાને ત્યાં રાખ્યો હતો. ૮૮ થી ૮૯. ક્ષત્રિય પોતાના શરીરના ઘા જોઇ આનંદ પામે છે પરંતુ હમીરે અજયસિંહને એક વખતે પોતાના ઘા જોઇને દુઃખી થતો જોયો. ૯૦. અજયસિંહના દુઃખનું કારણ હમીરે પૂછ્યું. ૯૧ ૯૭. અજયસિંહ દુઃખનાં કારણ સમજાવે છે. (૧) દેશ દુશ્મનોના કબજામાં છે. (૨) ભીલ સરદારોમાં મુંજો એ નામનો એક પ્રચંડ વીર હતો. તેણે અજયસિંહની પત્ની યાત્રાએ જતી હતી તે વખતે દાણ તરીકે પગનું ઝાંઝર માગ્યું હતું જે અપમાન જાણી રાણી યાત્રા કર્યા સિવાય પાછી કરી હતી. (૩) તે અજયસિંહની રાજધાની શેરોનલ ઉપર વારંવાર હુમલા કરતો હતો. એક વખતે અજયસિંહના ભાલાથી તે વીંધાઈ ગયો

હતો. પરંતુ તેને અસાવધ માની તેનો વધ કરવામાં નહોતો આવ્યો. (૪) પોતાના બે પુત્રો નમાલા હોઇ તેઓ મુંજા ઉપર વેર લઈ શકે તેમ ન હતા. ૧૦૧. તાંદુલ–સુદામાએ કૃષ્ણને આપેલી ભેટ. ૧૦૨ હમીરે બાર વરસની ઉમ્મરે મુંજાનો વધ કર્યો હતો. એટલે અહીંઆં બાર સૂર્ય અને બાર મેઘની સાથે પોતાની ઉમ્મર સરખાવે છે. ૧૦૭. પૌલસ્ત્ય–રાવણ. ૧૧૧. હમીર મુંજાના નિવાસસ્થાને પહોંચ્યો, ત્યારે મુંજો શિવપૂજન કરવા જતો હતો તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરી તેને માર્યો અને તેનું મસ્તક કાપી લઇ પાછો મહેલમાં જ્યાં અજયસિંહ આરામ કરતો હતો ત્યાં જઇ તેને પ્રણામ કર્યા. ૧૧૨–૧૧૩. અને જણાવ્યું કે શંકરે યુદ્ધથી પ્રસન્ન થઇ તે મસ્તક કણ્ઠમાં પહેરવા માટે નહિ સ્વીકારતાં આપના ચરણે ધર્યું છે. ૧૧૪ થી ૧૧૭. અજયસિંહે પ્રસન્ન થઇ, મુંજાના લોહીથી જ હમીરને રાજતિલક કર્યું અને રાજનીતિ શીખવી, અને રાજ્ય પ્રબંધ કરી સ્વર્ગગમન કર્યું. ૧૨૧ થી ૧૨૫. માલદેવને લગ્ન કરવા યોગ્ય પુત્રી નહોતી પરંતુ હમીરસિંહની ક્રોધયુક્ત સ્થિતિ જોતાં તેણે પોતાની એક વિધવા પુત્રીને લગ્ન માટે તૈયાર કરવા માંડી. ૧૨૭ થી ૧૩૦. વિધવા પુત્રીને લગ્ન કરવા તત્પર થવા માટે માતા સમજાવે છે. ૧૩૧ થી ૧૩૧. કુમારી માતાને જણાવે છે કે તમારા માથે આવેલી આફત ટાળવા તમે આ યુક્તિ રચી પોતાને શા માટે પાપી બનાવો છો? જેના નામ માત્રથી સોલંકી ભીમદેવ, જયચંદ રાઠોડ અને શાહબુદ્દીન ઘોરી ધ્રુજી ઉઠતા હતા તે પૃથ્વીરાજના જ કુળમાં જન્મી આ જાતનો અપરાધ શા માટે? પંચઇંટાળી–ગુન્હેગારને ભોંયમાં અડધો દાટી, ઢેખાળા મારી કરવામાં આવતી શિક્ષા. ૧૩૫. પુત્રવધૂ લગ્નને માટે ઉતાવળ કરવા જણાવે છે. ૧૩૬. હમીર અને

કુમારીનાં લગ્ન. પૂર્વાભાસ સંપૂર્ણ. ૧૩૮. દક્ષયજ્ઞ સમયે શંકરના થએલા અપમાનથી સતીએ પ્રાણત્યાગ કર્યા હતા તે બીનાનો ઉલ્લેખ. ૧૪૦. સુભદ્રાપુત્ર અભિમન્યુ તે સૌભદ્ર. ૧૫૨. ગો–વાણી. ૧૬૯. વિશ્રવા–પુલસ્ત્યના પુત્ર. રસાતળપતિ રાક્ષસેન્દ્ર સુમાલીએ પોતાની પુત્રી કૈકસી પ્રદોષ સમયે વિશ્રવા મુનિ જ્યાં તપ કરતા હતા ત્યાં "તું તારી જાતેજ તેમને પરણ" એમ કહી મોકલી. આ પ્રમાણે મોકલવામાં તેના બે હેતુ હતા. (૧) ધનપતિ કુબેરની ઇર્ષ્યા (૨) તેના જેવોજ વૈભવ રસાતળના રાક્ષસોને પ્રાપ્ત થાય. કૈકસી પ્રદોષ સમયે વિશ્રવા પાસે ગએલી હોવાથી તેને રાવણ જેવો પુત્ર થયો. કુમારી અહીંઆં પોતાની અને હમીરની સ્થિતિ, વિશ્રવા અને કૈકસી સાથે સરખાવે છે અને કહે છે કે વિશ્રવા અને કૈકસી કરતાં તેમની સ્થિતિમાં રૂપાન્તર છે. ૧૭૩. બ્રહ્માત્મજાવાહનરાવ–બ્રહ્માત્મજા સરસ્વતી તેનું વાહન મયૂર અને તેનો રાવ એટલે ટહૂકાર–મધુર વાણી, અથવા વાણીની અધિષ્ઠાત્રી સરસ્વતી, તેને વહન કરનાર વીણાના રણકાર જેવી સુમિષ્ટ વાણી. ૧૮૪. રવિસુત–યમરાજ. ૧૯૨ થી ૧૯૩. કુમારીએ પ્રશ્ન કર્યો કે શું જગત તમને પવિત્ર માનશે? હમીર તેનો પ્રત્યુત્તર દે છે. જગતનાં પાપ અને તાપને શમવનાર શ્રી રામચંદ્રજીએ શું કર્યું હતું? રાવણના મૃત્યુ બાદ મયદાનવની પુત્રી મંદોદરીનાં લગ્ન વિભીષણ સાથે નહોતાં કરાવ્યાં? તે છતાં મંદોદરીનું હૃદય વિશુદ્ધ હતું અને તેથીજ આજે પણ મંદોદરી જગદ્વંદ્ય ગણાય છે. ૨૨૦. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, આંતરવિગ્રહ, શત્રુનું આક્રમણ, તીડ, ઉંદર વિગેરે તરફથી પીડા, ધરતીકંપ આટલી જનસમૂહને માટે વિપત્તિઓ છે. ૨૩૬. ગહિલોતકુળ–સૂર્યવંશ. ઉદ્વાહ–વિવાહ, લગ્ન. ૨૪૨. શિષ્ટ મનુષ્ય થએલા અપમાનને કોઇ દિવસ પોતાના મુખથી બોલતો નથી પરંતુ હમીર તો તેથી પણ વધીને યુદ્ધથી

પોતાનું અપમાન જાહેર કરવા તૈયાર થયો છે. ૨૪૮. ધાર્મિક ક્રિયાઓનું સદ્‌ભાવે સેવન થતાં તેઓ અભયદાન આપે છે પરંતુ જો તેમાં દંભ હોય તો વિનાશક નીવડે છે. ૨૪૯. કુમારી સમજે છે કે યુદ્ધનું કારણ જુદું જ છે પરંતુ પોતાને નિમિત્ત બનાવવામાં આવે છે. ૨૫૩. હમીરસિંહ કબૂલ કરે છે કે પોતાના હૃદયમાં વૈરના સળગતા અગ્નિનું કારણ અન્ય જ છે. ૨૫૪ થી ૨૫૭. હમીર જણાવે છે કે મેવાડની ભૂમિ–સ્વાધીનતાનું ક્રીડાંગણ, દુશ્મનોના ચરણથી અપવિત્ર બની રહી છે તેજ તેના ક્રોધનું કારણ છે. ૨૬૧. કાકતાલીયન્યાય–અકસ્માત. ૨૬૩ વાણી, વિચાર અને વર્તનનો ભેદ સ્ત્રીઓમાં રહેલ છે. "ઉચ્છિષ્ટ ખાવું અને અનૃત ભાષણ" એ લોકોક્તિ સ્ત્રીઓને માટે સુપ્રસિદ્ધ છે. કુમારી કહે છે કે આ વસ્તુઓ જો તમે ગ્રહણ કરશો તો તેઓ મારો–સ્ત્રી જાતિનો ત્યાગ કરશે. ૨૬૮ થી ૨૭૨. સૂર્યોદય થતાં હમીર અને કુમારી બારીમાંથી નગરનું દૃશ્ય જોવા લાગ્યાં. કુમારી હમીરને સર્વ સ્થળો એક પછી એક બતાવે છે તેજ વખતે કોઇ વસ્તુ જોવાથી હમીરના શરીરમાં ક્રોધની ધ્રુજારી વ્યાપી અને તેનાથી હમીરની સ્કંધે રહેલો કુમારીનો હાથ પણ ધ્રુજ્યો. હમીર શાન્ત મુદ્રા રાખી ૨૭૪ મા શ્લોકમાં કુમારીને પૂછે છે કે ચૌહાણ પુત્રી અને મારા જેવા વીરની પત્ની બની તને શાનો ભય લાગે છે તે તું ધ્રુજે છે? ૨૭૫. આકાશમાંથી વીજળી પડતાં જેમ મનુષ્યોના હૃદયમાં ભય ઉત્પન્ન થાય છે તેમ તમારા રોષની ચમક જોઇને મને ભય થયો કે તે ક્રોધ શા માટે હશે? ૨૭૮ થી ૨૮૧. આ શ્લોકોમાં હમીરના દેશપ્રેમની જ્વલંત ભાવના મૂર્તિમંત બને છે. તેણે મ્લેચ્છોનો લીલો વાવટો ચિતોડ ઉપર ફરકતો જોયો. તે ધ્વજ તેને ફેણ ફેલાવી ડોલતા ઝેરી નાગ જેવો લાગ્યો. અને તેણે

નિશ્ચય કર્યો કે સ્વાર્પણના ધગધગતા અગ્નિમાં તેને બાળી ભસ્મ કરવો. ૨૮૨ થી ૨૮૩. આજ સમયે એક દાસીએ આવી કુમારીને સાદ કર્યો અને કુમારીએ બારણા પાસે જઇ તેને (ભોજન લાવવાની) આજ્ઞા કરી, પાછી પતિ પાસે પહોંચી ગઇ. ૨૮૭. હમીર કહે છે કે શંબર, નમુચિ અને બળિ કે જેઓ અઠંગ માયાવી હતા, તેમની માયા કરતાં પણ સ્ત્રીઓમાં વધારે માયા રહેલી છે. ૨૯૦. હમીર આખા દિવસનો અપવાસી હતો. ૨૯૩. વૃકોદરક્ષુધા–ભીમસેનના જેવી ભૂખ. છેલ્લી પંક્તિમાં કુમારીએ દાસીને ભોજન લાવવાની આજ્ઞા કરી હતી તે વસ્તુ હમીરને જણાવી. ૨૯૪. નિસ્યંદન–પ્રવાહ. બે પ્રવાહ એક થાય તેમ. ૨૯૫. કુમારી જણાવે છે કે સ્ત્રી એ કાર્યોમાં મંત્રી છે એટલે હવે હમીરના સચિવનું ઘણું કામ ઓછું થઇ જશે. અને સેનાધિપતિ પણ ભલે હવે આરામ લે. ૨૯૬ મા શ્લોકમાં કુમારી પોતાના પિતાની આપત્તિ પણ શુભમાં પરિણામ પામી એમ કહે છે તેજ વખતે હમીરનાં ભવાં ઊંચાં ચઢી જાય છે, તેથી કુમારીએ પૂછ્યું કે શું હજુ તમારો ક્રોધ શાન્ત થયો નથી? ૩૦૨. હમીરે જણાવ્યું કે સ્વાતંત્ર્ય, મેવાડની સ્વાધીનતા એજ તેની એક તમન્ના છે. તેના હાથ શરીરને શોભાવવા માટે નથી તે તો જ્યારે સમય આવશે ત્યારે જણાશે. ૩૦૫ થી ૩૧૦. કુમારી વેરનો બદલો વેરથી નહિ પણ શાન્તિથી લેવા સમજાવે છે. તેણે હમીરને સૂચન કર્યું કે જ્યારે તેના પિતા સદ્ભાવથી હમીરને કંઇ વરદાન માગવા કહે તે વખતે હમીરે તેના પિતાના મંત્રી જલધરની માગણી કરવી. કારણ કે તે મંત્રી તીવ્ર બુદ્ધિનો હોઇ શાન્તિથી જ હમીરને ચિત્તોડનો માલિક બનાવશે. ૩૧૨. નંદવંશનું પતન અને મૌર્યવંશનો ઉદય, એકી સાથે સાધવામાં જેમ મુત્સદ્દી

ચાણક્યે એક પણ લોહીનું ટીપું રેડાવા દીધું ન હતું, તેજ પ્રમાણે જલધર કરી શકશે એમ કુમારીનું સૂચન છે. ૩૧૮ થી ૩૧૯. દાનવો સાથે યુદ્ધમાં જ્યારે દશરથના રથની ધરી નીકળી જવાની તૈયારી હતી ત્યારે કૈકેયીએ પોતાના હાથથી ધરીને ટેકવી રાખી. આ વાતની જાણ થતાં તેમણે કૈકેયીને બે વરદાન આપ્યાં. હમીર કહે છે કે જો પ્રેમીઓનાં હૃદય એક હોય તો આ પ્રમાણે વરદાનની ક્યાં જરૂર હતી? કુમારીએ તેનું હૃદય પ્રેમથી જીતી લીધું હતું એટલે હવે તેની પાસે આપવાનું કંઇ બાકી રહ્યું ન હતું.



# મદાલસા



આપણી ભાષામાં ખંડ કાવ્યોની અતિ ખોટ છે એવી સતત બૂમ છે તેમાં એક અજાણ્યા કવિનાં આ ખંડ કાવ્યો વાંચતાં મુગ્ધ થઈ જવાય છે.......સંસ્કૃત છંદોને આટલી સરળતાથી પ્રવાહબદ્ધ અને સંવાદશૈલીમાં રચી દેનાર આ કવિની શક્તિ પ્રત્યે માન ઉપજે છે........

ઊર્મિ જુલાઈ ૧૯૩૯

........આ કાવ્ય બોધપ્રધાન હોવાથી બીજા રસોનો વિકાસ થવા સંભવ ઓછો છે; પરંતુ કવિશ્રીની ચિંતક પ્રકૃતિ ઠેરઠેર દેખાયા વગર રહી નથી. આનાં અવતરણો આપવા બેસીએ તો પુષ્કળ મળે તેમ છે, પણ તેની ખરી મજા આખું કાવ્ય વાંચ્યે જ આવે. કવિશ્રી ગુજરાતને વધુ ખંડકાવ્યો આપવાને શક્તિમાન થાવ એમ ઇચ્છીએ છીએ.

ગુજરાતી ૨૨ ઑક્ટોબર ૧૯૩૯

........ગુજરાતી સાહિત્યમાં રસ લેનારાઓ તમારી કૃતિની મિથ્યા પ્રશંસા કરતા નથી પણ સાચી કિંમત આંકે છે એ સંતોષની વાત છે........

નંદનાથ કે. દીક્ષિત
(નિવૃત્ત વિદ્યાધિકારી, વડોદરા રાજ્ય)